પ્રાથમિકશાળાના ત્રીજા ધોરણ માટે.

# ભૂગોળ શિક્ષણક્રમ.

રચનાર

ખંડુભાઈ ગુલાબભાઈ નાયક.

મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાના પ્રાથમિકધોરણના

અભ્યાસક્રમાનુસાર રચિત.

# ભૂગોળ શિક્ષણક્રમ.

## પ્રાથમિક શાળાના ધોરણ ત્રીજા માટે.

( ગુજરાત પ્રાંતની ભૂગોળ સુરત જિલ્લાના વિશેષ વર્ણન સાથે. )



રચનાર

ખંડુભાઈ ભુલાભાઈ નાયક.

સુરત.

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦.

કસનદાસ નારણદાસ બુકસેલર

નાણાવટ-સુરત.



સને ૧૯૨૫.

કિંમત ૦-૪-૦.

# પ્રસ્તાવના.

પ્રાથમિક શાળામાં ભૂગોળનું શિક્ષણ બીજા ધોરણથી શરૂ થાય છે. બીજા ધોરણમાં દિશા અને ખુણાનું જ્ઞાન અને ગામ તથા તાલુકાની ભૂગોળ શીખવવામાં આવે છે, અને ત્રીજા ધોરણમાં જિલ્લાની ભૂગોળનું વિશેષ જ્ઞાન અને ગુજરાત પ્રાંતનું સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે. ભૂગોળના વિષયને કેટલાક અરસિક અને કંટાળા ભરેલો માને છે. પરંતુ એ વિષય જેટલો કંટાળા ભરેલો છે, તેટલોજ ઉપયોગી છે. ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન અને આરોગ્ય વિજ્ઞાન વગેરે વિષયોનાં કરતાં ભૂગોળના વિષયનું મહત્વ વિશેષ હોવું જોઇએ. જેવી રીતે શરીરના દરેક અવયવો ઉપયોગી છે. એકેના વિના પણ આપણે ચલાવવું મુશ્કેલ થઇ પડે છે, પરંતુ તેમાં આંખ સૌથી વધારે ઉપયોગી છે, એટલુંજ નહિ પણ દરેક અવયવ લગભગ તેના વિના નિરૂપયોગી જેવાજ લાગે છે. તેવી રીતે બધા વિષયોનું જ્ઞાન ભૂગોળના સચોટ જ્ઞાન વિના બહુધા નિરૂપયોગી છે, એમ કહીએ તો ખોટું નથી. ભૂગોળનું જ્ઞાન ચક્ષુરૂપ છે. ભૂગોળનાં જ્ઞાન વિનાનો માણસ છતી આંખે આંધળો ગણી શકાય. ઘણા બુદ્ધિશાળી અને વ્યવહાર કુશળ માણસો પણ કેટલેક પ્રસંગે ભૂગોળના જ્ઞાન વિના શરમિંદા બને છે. એટલે વસ્તુતઃ એ વિષયને આંખનું જેટલી કાળજીથી રક્ષણ કરીએ તેટલી કાળજીથી શીખવવાની જરૂર છે. પરંતુ ઘણું ખરૂં એ વિષય શિક્ષક અને શિષ્ય બન્નેને બોજારૂપ લાગે છે. તે હાલની પરીક્ષાની પદ્ધતિ, અને યોગ્ય શિક્ષકનો અભાવ એજ એનાં કારણભૂત છે, કેમકે વિષયની જે રીતે પરીક્ષા લેવામાં આવતી હોય તેવીજ રીતે શીખવવાનો શિક્ષકો પ્રયત્ન કરે એ દેખીતું છે, એટલે એમાં શુદ્ધ ગોખણ પદ્ધતિ સિવાય રસિકતા કયાંથી સંભવે ! અને તેની સાથે એ વિષયને રસિક રીતે શીખવવા જેટલી લાયકાત ધરાવનાર શિક્ષકો દરેક ધોરણમાં હોતા નથી, એટલે તેઓ પરીક્ષામાં જોઇતી હકીકત મોઢે કરાવવા જેટલીજ કાળજી રાખે છે. અને એ મોઢે કરાવવાની પ્રચલિત પધ્ધતિમાં પણ એ વિષયનું વ્યવસ્થાસર અને જોઇતું જ્ઞાન આપવાના

**હેતુથી** ધોરણ ત્રીજાને માટે આ એક પુસ્તક તૈયાર કરવામાં આવ્યું **છે.** આ પુસ્તકમાં બીજા જિલ્લાના કરતાં **સુરત** જિલ્લાનું વિસ્તાર **પૂર્વક** વર્ણન કરવામાં આવેલું છે, અને જો તેવુંજ દરેક જિલ્લાનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવે તો ભૂગોળનું કદ મોટું થઇ જાય **અને** તેમ છતાં દરેક જિલ્લાનું વિસ્તૃત વિવેચન દરેક જિલ્લાને અના **વશ્યક** છે, એટલે બીજા જિલ્લાની પ્રાથમિક શાળાના ત્રીજા ધોરણમાં **પોતાના** જિલ્લાના વિસ્તૃત વિવેચનની અપેક્ષાએ આ પુસ્તક ચલા**વવા** ઇચ્છે તો ચલાવી શકાશે. દિવાનજીકૃત "ભૂગોળ વિદ્યાના મૂળતત્ત્વો **ભાગ** ૧ લાને" ધો. ૩ જામાં જે સ્થાન છે, તે સ્થાન આ પુસ્તકને **પણ** આપી શકાય એમ છે. કેટલાક અનુભવી શિક્ષકોએ આ વિષયને **અંગે** પોતાના અનુભવનો લાભ આપવાની ઉદારતા બતાવી છે, તેનો **આભારી** છું, અને હજી આશા રાખું છું કે આ પુસ્તકમાં જે જે ન્યૂનતા અને ખામી જણાય તે તે શિક્ષક ભાઇઓ તથા આ વિષયમાં રસ લેનારા સુજ્ઞજનો મને લખી જણાવવાની કૃપા કરશે તો હું તેમનો આભારી થઇશ.

કર્તા.

તા. ૧-૧૨-૨૪. **ખંડુભાઇ ભુલાભાઈ નાયક.**

---

# શિક્ષકોને સુચના.

ભૂગોળની સંજ્ઞાઓ શીખવવા માટે બીજા ધોરણમાં છોકરાઓને બહાર લઇ જઈ અવલોકન કરાવવાનું શરૂ કર્યું હોય, તે આ ધોરણમાં ચાલુ રાખવું. ગામની નજીક સુકાએલું તળાવ કે નદી હોય ત્યાં આગળ **છોકરાઓને ભૂશિર, અખાત, ઉપસાગર, બેટ, સરોવર, દ્વિપકલ્પ વગેરે વ્યાખ્યા શીખવી શકાશે. કદાચ બહાર લઇ જવાનું નહિ બને તો નિશાળની અંદર લોઢાની તાવડીમાં અગર જમીન ઉપર ઝીણી માટીનો ભૂકો પાથરી પાણીવડે જુદા જુદા આકારથી વ્યાખ્યાનું ભાન કરાવવું. નજીકની ઉંચી જમીનથી ડુંગરનો ખ્યાલ આપી શકાય. નાના તળાવ પરથી સરોવરનો ખ્યાલ આપી શકાય. એવી રીતે જમીનનાં જુદાં જુદાં સ્વરૂપોનું વર્ણન કરી પછી છેવટે સંજ્ઞાઓ નકશામાં બતાવવી.**

ઉપર પ્રમાણે છોકરાઓને સંજ્ઞાનું જ્ઞાન થયા પછી બહાર તેડી જઇ જમીનના ઢાળ ઉપરથી વહેળાનું વહન બતાવવું, કે પાણીનો પ્રવાહ હંમેશાં ઢળતી બાજુએ વહે છે. એટલે દરીઆની સપાટી નીચી હોય છે. ડુંગર અને દરીઆ વચ્ચે જેટલું વધારે અગર ઓછું અંતર હોય, તે પ્રમાણે નદી લાંબી અગર ટુંકી હોય છે, તેનો નકશા ઉપરથી ખ્યાલ કરાવવો એટલે કાઠિઆવાડની નદીઓ ટુંકી શાથી અને ગુજરાત ઉત્તર વિભાગની નદીઓ લાંબી શાથી તેનું છોકરા જાતેજ અનુમાન કરશે. લાંબી નદીઓ વચ્ચેનો પ્રદેશ ઘણુંખરૂં સપાટ અને રસાળ હોય, ચરોતર, વાંકલ, બારોપાટ અને નાઘેર એવા રસાળ પ્રદેશ છે તે સમજાવવું. આથી તેમને બીજા પ્રદેશો માટે અનુમાન કરવાની શકિત પ્રાપ્ત થાય, જેમ ધુમાડો જોવાથી અગ્નિનો ખ્યાલ આવે છે, તેવી રીતે અમુક જાતની જમીનમાં અમુક પાક, વનસ્પતિ, જાનવર થાય તો તે જમીન અમુક પ્રકારની હશે એવું અનુમાન કરી શકશે. અમુક સ્થળના મનુષ્યનો બીજા સ્થળના મનુષ્ય સાથે મુકાબલો કરી બતાવવાથી હવા પાણી અને કુદરતી રચના મનુષ્યના શરીર અને સ્વભાવ ઉપર કેટલી અસર કરે છે, તે કાંઇક સમજી શકશે. અગર જો હાલ તરત નહિ તો પણ ભવિષ્યમાં એ તર્ક શકિતનો લાભ મળ્યા સિવાય રહેશે નહિ સુરત જિલ્લાના લોકો કરતાં કાઠિઆવાડના લોકો કઠણ શાથી ? બધા જિલ્લા કરતાં સુરત જિલ્લો ફળદ્રુપ શાથી ? વગેરે તુલના કરી બતાવવાથી બાળકોને આ વિષય બહુ મનોરંજક લાગશે.

આ ધોરણમાં સ્કેલની બાબત સમજાવવી જોઇએ. પ્રથમ ફુટ પટીથી તેમને પોતાની શાળાના ઓરડાઓ વગેરે મપાવી માપની ખાતરી કરાવવી. અમુક સ્થળથી અમુક સ્થળ કેટલું દૂર છે, તેનું પ્રથમ અનુમાન કરાવવું. પછી તે જાતે મપાવીને ખાતરી કરાવવી. આવી રીતે મહાવરાથી અંતરનો કાંઇક ખ્યાલ એના મગજમાં આવશે. અર્થાત્ છોકરાની ઉંચાઇ, ભીંતની ઉંચાઇ, બારણાની ઉંચાઇ શાળાની પહોળાઇ, ઓરડાની લંબાઇ વગેરે ઘણા માપો પ્રથમ અનુમાન કરાવી પછી જાતે મપાવી ખાતરી કરાવવાથી તેમને અંતરનો ખ્યાલ આવશે.

પછી નકશામાં જે સંકેત જણાવ્યા છે, તેની સમજણ પાડવાથી તેમને સ્મરણમાં રહેશે, નહિ તો એ તરતજ ભૂલી જશે.

બની શકે ત્યાં સુધી ભૂગોળ શીખવતી વખતે નકશો પાટીમાં ઉપર ચીતરી તેમાં છોકરાઓ પાસે સ્થળો, નદીઓ વગેરે પૂરાવવાં કે જેથી તેમને નકશામાં બતાવતી વેળા ફાંફાં મારવાં પડે નહિ. વસ્તીના આંકડા, નદીઓની લંબાઇ વગેરેના આંકડા ગોખાવવાની જરૂર નથી.

# ભૂગોળ સંજ્ઞા—વ્યાખ્યાઓ.

## (૧) જમીનના વિભાગની વ્યાખ્યા.

**તાલુકો**—મામલતદારના અધિકાર નીચે આવેલાં અમુક ગામના જથાને **તાલુકો** કહે છે. જેમકે ઓરપાડ તાલુકો.

**પેટામહાલ**—મામલતદારના હાથ નીચે કોઇ તાલુકો મોટો હોય તો તેના ભાગ પાડવામાં આવે છે, એવા ભાગને **પેટામહાલ** કહે છે. જેમકે વાલોડ પેટામહાલ.

**જિલ્લો**—કલેકટરના અધિકાર નીચેના અમુક તાલુકાના જથાને **જિલ્લો** કહે છે. જેમકે સુરત જિલ્લો.

**વિભાગ**—કમિશ્નરના અધિકાર નીચેના અમુક જિલ્લાના જથાને **વિભાગ** કહે છે. જેમકે ઉત્તર વિભાગ.

**પ્રાંત**—દેશીરાજ્યો અને અમુક જિલ્લા (ખાલસા મુલક) સાથેનો ભાગ તેને **પ્રાંત** કહે છે. જેમકે ગુજરાત પ્રાંત.

**એજન્સિ** નાના દેશીરાજ્યોના જથાને **એજન્સિ** કહે છે. જેમકે પાલણપુર એજન્સિ.

**સંસ્થાન**—એકજ દેશીરાજાના રાજ્યને **સંસ્થાન** કહે છે. જેમકે ખંભાત.

**ટેકરો**—જમીનના થોડા ઉંચા વધેલા ભાગને **ટેકરો** કહે છે.

**ડુંગરી**—ટેકરા કરતાં ઉંચે વધેલા જમીનના ભાગને **ડુંગરી** કહે છે.

**ડુંગર**—ડુંગરી કરતાં ઉંચે વધેલા જમીનના ભાગને **ડુંગર** કહે છે.

**પર્વત**—ડુંગર કરતાં મોટા હોય તેને પર્વત કહે છે. જેમકે ગીરનાર.

**રણ**—સપાટ જમીનમાં ઘણા વિસ્તારમાં રેતી હોય તેને **રણ** કહે છે.

**રણદ્વીપ**—રણની અંદર આવેલા ફળદ્રુપ જમીનના ભાગને **રણદ્વીપ** કહે છે.

**દ્વીપ-બેટ**—ચારે બાજુએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને દ્વીપ કહે છે. જેમકે શંખોદ્ધાર.

**દ્વીપકલ્પ**—જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી હોય અને એક બાજુએ જમીન હોય તેવા ભાગને **દ્વીપકલ્પ કહે છે.** જેમકે કાઠિઆવાડ.

**ભૂશિર**—જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશિર** કહે છે.

**બંદર**—જે મોટું ગામ અગર શહેર નદી અગર સમુદ્રને કિનારે આવેલું હોય અને ત્યાંથી વહાણુ અગર આગબોટ મારફત માલની આવજા થતી હોય તેને બંદર કહે છે. જેમકે સુરત.

## (૨) પાણીના વિભાગની વ્યાખ્યાઓ.

**તળાવ**—ફરતે જમીન અને વચમાં પાણી હોય તેને **તળાવ** કહે છે.

**સરોવર**—તળાવથી ઘણું મોટું હોય તેને **સરોવર** કહે છે.

**સમુદ્ર-દરિઓ**—ખારા પાણીના મોટા જથાને **સમુદ્ર** કહે છે.

**મહાસાગર**—સમુદ્ર કરતાં મોટો હોય તેને **મહાસાગર** કહે છે.

**અખાત**—સમુદ્રનો પ્રવાહ વધીને જમીનમાં ગયેલો હોય તેને **અખાત** કહે છે. જેમકે ખંભાત.

**નદી**—મીઠાં પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળી ઢળતી જગામાં થઇ સમુદ્ર, અખાત કે રણને મળે તેને **નદી** કહે છે.

**મૂળ**—નદી જે જગ્યાએથી નીકળે તેને **મૂળ** કહે છે.

**મુખ**—નદી જે જગ્યાએ સમુદ્રને મળે તેને **મુખ** કહે છે.

**સંગમ**—નાની નદી મોટી નદીને જે જગ્યાએ મળે તેને **સંગમ** કહે છે.

**ખાડી**—મીઠાં પાણીનો નાનો પ્રવાહ વહેતો વહેતો નદીને મળી જાય **તેને ખાડી** કહે છે.

**નહેર**—ખેતરમાં પાણી લઇ જવાને માટે નદીમાંથી જે ફાંટો ખોદવામાં આવે છે, તેને નહેર કહે છે. જેમકે હાથમતીની નહેર.

# અનુક્રમણિકા.

# સુરત જિલ્લાનું સામાન્ય વર્ણન.

**સીમાઃ**—સુરત જિલ્લાની ઉત્તરે ભરૂચ જિલ્લો, અને રાજ-પીપળાસંસ્થાન, દક્ષિણે થાણા જિલ્લો અને દમણગંગા નદી, પુર્વે ગાયકવાડનું અને વાંસદાધરમર્પોરનું રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**વિસ્તારઃ**—સુરત જિલ્લાની ઉત્તર દક્ષિણ લંબાઇ ૮૦ મૈલ અને પુર્વ પશ્ચિમ પહોળાઇ ૬૦ મૈલ છે, અને ક્ષેત્રફળ ૧૬૫૧ ચો. મૈલ છે.

**કુદરતી રચના અને ઈતિહાસઃ**—સુરત જિલ્લાની ભૂમિ એ મહર્ષિ પરશુરામની ભૂમિ હોવાથી પવિત્ર ગણાય છે અને એવો લોક માન્યતા છે કે એમાં દુકાળ પડતો નથી. એની પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. અને પૂર્વ તથા દક્ષિણ બાજુએ જંગલવાળો પ્રદેશ આવેલો છે. આમ વરસાદને અનુકૂળ રચનાવાળો આ જિલ્લો હોવાથી એમાં કદાચ દુકાળ નહિ પડે એ સંભવિત છે. મહર્ષિ પરશુરામની એ ભૂમિની હદ દંતકથા પ્રમાણે તાપીથી વાપી સુધી ગણાય છે. ( હાલ સુરત જિલ્લાની હદ દક્ષિણે દમણગંગા નદીથી ઉત્તરે કીમ નદી સુધી ગણાય છે. ) એમાં પ્રથમ મોટે ભાગે અનાવલાબ્રાહ્મણોની વસ્તી હતી. તેઓ બુદ્ધિશાળી અને કામેલ હતા, એટલે પેશ્વાના સમયમાં રાજદરબારમાં પણ કારભાર કરતા હતા, તેમની કામેલીયત અને વફા-દારીના બદલામાં પેશ્વા સરકાર તરફથી દેશાઈગીરીના રોકડહકો, જમીન, અને કેટલાંક કુટુંબોને આખાં ગામો ઈનામ તરીકે આપવામાં આવેલાં હતાં. ( કેટલાંક મોગલ સરકાર તરફથી પણ આપવામાં આવેલાં હતાં. ) તેઓ બધા દેશાઇ તરીકે ઓળખાતા હતા. એવા ખાસ દેશાઇઓનાં અઠ્ઠાવીશ ગામો હતાં. તેઓ એ અઠ્ઠાવીશ ગામના જથાને અમુક ધારા ધોરણથી બાંધી તેને **સુરત અઠ્ઠાવીશી** કહેતા હતા, એવી દંત કથા છે. (જુઓ ગેઝેટીયર) બીજી દંતકથા કવિ **નર્મદાશંકરે** (નર્મગદ્ય પાનું ૨૯૯) લખી છે કે અસલ સુરતના નવાબના તાબામાં

આસપાસનાં અઠ્ઠાવીશ પરગણાં હતાં તે ઉપરથી તેને **સુરત અઠ્ઠાવીશી** એવું નામ આપ્યું છે.

ડુંગરોઃ—**પારનેરા, મોતીવાડા, બગવાડા,** અને **તારાપોર,** એમાંના પહેલા ત્રણ ડુંગરો પારડી તાલુકામાં આવેલા છે અને તારાપોર માંડવી તાલુકામાં આવેલો છે.

**નદીઓઃ— કીમ, તાપી, મિંઢોળા, અંબિકા, કાવેરી, ખરેરા, ઔરંગા, પાર, કોલક** અને **દમણગંગા.**

(૧) **કીમઃ**—(૭૦ મૈલ લાંબી) રાજપીપળાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપરનાં મુખ્ય સ્થળોઃ—**ઇલાવ,** અને **કઠોદરા,**

(૨) **તાપીઃ**—(૪૫૦ મૈલ) સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના ઉપર મુખ્ય સ્થળોઃ—**સુરત, રાંદેર, વરીઆવ, અમરોલી, ફુલપાડા, કામરેજ, બહુધાન** અને **માંડવી** છે.

(૩) **મિંઢોળાઃ**—(૪૦ મૈલ) સોનગઢ પાસેના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના ઉપર મુખ્ય ગામો—**કનસાડ લાછપુર, પીંસરા, પલસાણા, મલેકપોર, બારડોલી, કરચકા** અને **સુંહાલી.**

(૪) **પૂર્ણાઃ**—(૪૦ મૈલ) પીંપળનેરના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે તેના ઉપર મુખ્ય ગામોઃ- **જલાલપોર, નવસારી, સુપા, મહુવા, વાલોડ** અને **બુહારી.**

(૫) **અંબીકાઃ**—(૪૦ મૈલ). ડાંગના જંગલમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપરનાં મુખ્ય ગામો-**બીલીમોરા, અમલસાડ, સાલેજ, ઈચ્છાપોર** અને **મટવાડ.**

(૬) **કાવેરીઃ**—ડાંગના જંગલમાંથી નીકળી અંબીકા નદીને મળે છે. તેના ઉપરના મુખ્ય ગામો-**દોણજા, ચીખલી, મલ્લવાડા,** અને **ઉંડાચ.**

(૭) **ખરેરાઃ**—વાંસદા ધરમપોરનાં જંગલમાંથી નીકળી કાવેરી નદીને મળે છે. તેનાં ઉપર મુખ્ય ગામ-**ખેરગામ.**

(૮) **ઓરંગાઃ**—(૪૦ મૈલ). સુરગાણાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેનાં ઉપરનાં મુખ્ય ગામેઃ—**ભદેલી** અને **ધમડાછી.**

(૯) **પારઃ**—(૨૦ મૈલ). સુરગાણાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના ઉપરના મુખ્ય ગામો—**ભગોદ** અને **હરિઆ.**

(૧૦) **કોલકઃ**—(૧૫ મૈલ) ઉંબરઘાટના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપરના મુખ્ય ગામો **કોલક, મોરાઇ** અને **ટુકવાડા.**

(૧૧) **દમણગંગાઃ**—(૧૫ મૈલ) ઉંબરઘાટ અને અંબોલીઘા-ટના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપરના મુખ્ય ગામો—**દમણ.**

**ખાડીઓઃ**—કેટલીક વેળા પાણીનો પ્રવાહ જંગલોમાંથી નીકળી વહે છે અને કેટલીક નદીઓમાંથી ફાંટા નીકળી વહે છે તેવા પાણીના વહેણને ખાડી કહે છે. **ગંગાધરા, કોથલ, પરીઆલી, બામ, કોલાઇ** અને **વાંકી** વગેરે સુરત જિલ્લાની મુખ્ય ખાડીઓ છે.

**અખાતોઃ**—સમુદ્રનો પ્રવાહ લાંબો થઈ જમીનમાં ગએલો હોય તેને **અખાત કહે છે.** અને જે અખાતનુ મોહું પહોળું હોય તેને **ઉપસાગર કહે છે.** એવો અખાત—**ખંભાત.**

**બંદરોઃ**—દરિઆ કિનારે અથવા મોટી નદીના કિનારે જે ગામ અગર શહેર આવેલાં હોય અને જ્યાંથી આગબોટ અગર વહાણમાં માલ ચઢ ઉતર થતો હોય તેને બંદરો કહેવામાં આવે છે. સુરત જિલ્લામાં એવાં બંદરોઃ—**સુરત, વલસાડ, ભગવા, દાંડી** અને **મટવાડ.**

હવાખાવાના ઠેકાણાંઃ—**ભીમપોર, ડુમસ, તીથલ, હજીરા,** અને **દાંડી.**

**ભીમપોર**—સચીનના નવાબને તાબે દરિઆ કિનારે આવેલું છે

**ડુમસ**—સચીનના નવાબને તાબે દરિઆને કિનારે આવેલું છે.

**તીથલ**—વલસાડથી નૈઋત્ય ખુણામાં લગભગ ત્રણ મૈલપર છે.

**હજીરા**—તાપીનદીના મુખ આગળ દરિઆ કિનારે આવેલું છે. એનું બીજું નામ ઢઉ છે. સુરતથી નૈઋત્ય ખુણામાં ૧૪ મૈલપર છે.

**દાંડીઃ**—જલાલપોર તાલુકામાં નૈઋત્ય ખુણામાં **નવસારી સ્ટેશનથી** લગભગ ૯ મૈલ પર દરિઆને કિનારે આવેલું છે.

**જાત્રાનાં સ્થળોઃ—ઉદવાડા, કુંતા, અશ્વનીકુમાર, બહુધાન, સ્યાદલા અને કેદારનાથ.**

**ઉદવાડાઃ**—પારડી તાલુકામાં છે. અહીં પારસી લોકોની જુની અગિઆરી છે.

**કુંતાઃ**—પારડી તાલુકામાં આવેલું છે કુંતેશ્વર મહાદેવની જાત્રાનું સ્થાન છે.

**બહુધાનઃ**—માંડવી તાલુકામાં આવેલું છે. અહી બાર બાર વર્ષે સિંહસ્થવર્ષમાં જાત્રા ભરાય છે. **કીમ સ્ટેશનથી** જવાય છે.

**અશ્વનીકુમાર**—સુરતથી ઈશાન ખૂણે ત્રણ માઈલપર તાપીનદીને કિનારે આવેલું છે એની ભૂમિ પવિત્ર ગણાય છે. ત્યાં હિંદુઓનાં મુડદાં બાળવામાં આવે છે નદીના કાંઠાપર મહાદેવનાં મોટાં દહેરાં છે, અને ધર્મશાળા છે.

**સ્યાદલાઃ**—ઓરપાડ તાલુકામાં આવેલું છે. એમાં શીતળા દેવનું સ્થાનક છે ત્યાં દર રવિવારે, મંગળવારે ઘણા માણસો શીતળા દેવની બાધા ચઢાવવા જાય છે. **સાયણના સ્ટેશનથી** જઇ શકાય છે.

**કેદારનાથઃ**—બારડોલીની પાસે આવેલું છે એમાં કેદારેશ્વર મહાદેવનું પ્રખ્યાત ધામ છે. દૂર દૂરથી ઘણા માણસો અહીં જાત્રા કરવાને આવે છે. **બારડોલી સ્ટેશનથી** જઈ શકાય છે.

**ઉનાપાણીના કુંડોઃ**—જ્યાં આગળ કુદરતી રીતે ઉના પાણીના ઝરણો નીકળેલાં હોય છે અને ત્યાં પાકા કુંડો ચણી લેવામાં આવે છે, તેવાં ઉના પાણીનો કુંડ ચીખલી તાલુકામાં **ઉનાઈ** છે. બીલીમોરા કાલાઆંબા રેલ્વેના **ઉનાઇ સ્ટેશનથી** જઇ શકાય છે, ત્યાં દર વરસે ચૈત્ર શુદિ પૂર્ણિમાને દિવસે જાત્રા ભરાય છે. એવું કહેવાય છે કે

જાત્રામાં અનાવિલ જ્ઞાતિનો મોટો ભાગ આવેલો હોય તો કૂંડનાં પાણી જલદી ઠંડાં પડે છે.

**બાગાયતી ગામોઃ**—જે ગામોમાં બાગની માફક આખા વરસ દરમ્યાન પાક પકવી શકાય એવી જમીન અને કુવાની સગવડ હોય, તેવાં ગામોને **બાગાયતી ગામો** કહે છે. તેવાં ગામોઃ—**કતારગામ, પાલ, ભાઠા, અડાજણ, વરાછા, અમલસાડ, વલસાડ, ધમડાછા, કછોલી, હરિઆ, પીપલગભાણ** વગેરે. એ સિવાય બીજાં કેટલાંક સુરત જિલ્લાને લગતાં બગાયતી ગામો ગાયકવાડને તાબે છે.

**ઈનામી ગામો**—અગાઉના સમયમાં જેઓએ સરકારની વફાદારીથી સેવા બજાવેલી તેઓને તેમની વફાદારીના બદલામાં કોઇકને જમીન તો કોઇકને આખાં ગામ ઇનામ આપવામાં આવેલાં તેવાં ગામોને **ઇનામી ગામો** કહે છેઃ—એ પદ્ધતિ મોગલ રાજ્ય અને પેશ્વા સરકારના સમયમાં હતી. હાલમાં વફાદારી બદલ ખિતાબો આપવામાં આવે છે. સુરત જિલ્લામાં ઇનામી ગામો ઘણાં છે. જેવાં કે **સીંગણપોર, વરાછા, ભેસ્તાન, સોનારી, ભાણોદા, ઉંબેર, ખુડવેલ, મજીગામ, ડીંડોલી, દેલાડવા, વાંઝ, પુણા, વેસુ, આભવા અને સણીઆમોદ.**

**(વર્ગણી.)**

**સરદાર પાઠકજીનાં ગામોઃ—વરાછા.**

**અરદેશર કોટવાલનાં ગામોઃ—દેલાડવા, ભાણોદા અને ઉંબેર.**

**સરદાર સ્ટોરનાં ગામોઃ—સોનારી અને ભેસ્તાન.**

**વડોદરાના નવાબનાં ગામોઃ—પુણા, વેસુ, આભવા, સણીઆમોદ.**

**સુરતના નવાબના ગામોઃ—મજીગામ અને ખુડવેલ.**

**ગંગાધર શાસ્ત્રીના ગામોઃ—વાંઝ અને ડીંડોલી.**

ઉપર જણાવેલાં ઇનામી ગામો મૂળ માલીકને પૈસાની જરૂર પડે તો બીજાને વેચે છે. અને વેચાણ રાખનાર જાગીરદાર ગણાય છે.

**આબોહવા:**—સુરત જિલ્લો સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે એટલે અહીંની હવા સમધાત છે. પરંતુ સુરત જિલ્લાની પશ્ચિમે દરિઓ આવેલો હોવાથી તેને કિનારે આવેલા ચાર તાલુકાની હવા ભેજવાળી છે, અને પૂર્વ બાજુએ જંગલોનો મોટો પ્રદેશ આવેલો હોવાથી તે ભાગની હવા કોરી ગણાય છે. તેની સાથે તે ભાગનાં હવાપાણી પણ ઘણુંખરૂં રોગિષ્ટ છે. માંડવી તાલુકો અને બારડોલી તાલુકાનો વાલોડ પેટામહાલ ત્યાંના પાણી નબળાં છે. ચીખલી તાલુકામાં પણ જંગલનો ભાગ નજીક આવેલો હોવાથી હવાપાણી સારાં નથી. દક્ષિણે પારડી તાલુકામાં મોટે ભાગે ડુંગરો આવેલા છે એટલે અહીંની હવા કોરી છે. શિઆળામાં અહીં ટાઢ વધારે પડે છે તેમ ચોમાસામાં વરસાદ પણ બીજા તાલુકા કરતાં વધારે પડે છે. પણ જંગલનો ભાગ હોવાથી એ તાલુકાનાં હવાપાણી સારાં નથી. કેટલીક નદીઓનાં પાણીમાં **પાલ** (નદીમાં પડતાં પાંદડાં સળી જવાથી તેમાંથી તેલ જેવો ચીકણો પદાર્થ પાણી ઉપર તરતો જણાય છે તેને પાલ કહે છે.) હોવાથી તે નદીઓને કાંઠે આવેલાં ગામોમાં તાવ, મેલેરીયાનો ઉપદ્રવ થાય છે. સામાન્ય રીતે જિલ્લાની આબેહવા સારી છે.

**વનસ્પતિ**—સુખડ, સાગ, શીસમ, ખેર, સાદડો, સેગવો, વગેરે ઈમારતી માલ કહેવાય છે. બાવળ, લીંમડો, આંબા, આમલી, પીપળા, વાંસ, વડ, વગેરે ઝાડોનાં પાટીયાં પડે છે. તેમજ કેટલાંક ખાસ બાળવાનાં કામમાં આવે છે. એ સિવાય જુદી જુદી જાતની શાકભાજી, જુદી જુદી જાતનાં ફૂલઝાડ લગભગ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. તાડ, ખજુરીનાં ઝાડોનો સારો જથ્થો છે. તેનો રસ તાડી કહેવાય છે. તેનો વેપાર ઠીક ચાલે છે. ખજુરીનાં ઝાડનું મહેસુલ પણ સરકાર ખેતીની માફક દર ઝાડ દીઠ લે છે.

**જાનવર:**—ગાય, ઘોડા, બળદ, ભેંસ, પાડા, બકરાં ઘેટાં વગેરે જાનવરો ખેતીને લગતાં કહી શકાય. વાઘ, સિંહ, દીપડા, વરૂ. શિઆળ વગેરે જંગલનાં હિંસક જાનવર ગણાય છે. એ પૈકી વાઘ, સિંહ અને

રીંછ બહુજ હિંસક છે. તેમને પણ સરકસવાળા પાળી કેળવી માણુસની માફક કામ કરાવે છે. કેટલાક તેનાં ચામડાના ઉપયોગને માટે શિકાર કરે છે અને કેટલાક શોખને ખાતર શિકાર કરે છે. સાબર, હરણ, કળીઆલ, સસલાં એ રમણીય પણ બીકણ જાનવર છે. કેટલાક એનો પણ ચામડાંને માટે શિકાર કરે છે. **સાબરનાં શીંગડાં દવાના કામમાં આવે છે.** એ સિવાય પક્ષી વર્ગમાં મોર, પોપટ, સુડા, કાબર, ચકલાં તીતર વગેરે અનેક છે. માછલાં દરેક નદી તથા મોટાં તળાવોમાં હોય છે. તેનો હલકી વર્ણના લોકો ખોરાક તરીકે ઉપયોગ કરે છે.

**વસ્તીઃ**—સુરત જિલ્લાની એકંદર વસ્તી ૬,૭૪,૩૫૧ માણુસની છે. તેમાં હિંદુ, પારસી, ખ્રીસ્તી, મુસલમાન અને અત્યંજ છે. હિંદુમાં બ્રાહ્મણુ, જૈન, કણબી, ઘાંચી, કોળી, દુબળા, ચોધરા, ભીલ વગેરે અનેક મુખ્ય જાતી તથા પેટા જાતી છે. પારસીલોકોમાં પેટા જાતી નથી એની વસ્તી બહુજ ઓછી છે. એકંદર વસ્તીના બે ટકા માત્ર પારસી લોકોની વસ્તી છે. મુસલમાની ધર્મમાં ધર્મ પ્રમાણે માત્ર બે ભાગ પડે છે. શીઆ અને સુન્ની. વહોરાલોકો બધા શીઆ પંથના છે તેઓ સુન્નત કરાવતા નથી. મુસલમાનની વસ્તી પારસીની વસ્તી કરતાં લગભગ ચાર ગણી છે, એટલે એકંદર આઠ ટકા વસ્તી છે. ખ્રીસ્તી ધર્મને માનનારી પ્રજા પશ્ચિમના દેશોમાં છે. અહીં ફકત નોકરીને અર્થે આવીને રહેલા હોય છે પણ કેટલાક હિંદુઓ એ ધર્મમાં દાખલ થએલા છે, જેઓ દેશી ખ્રીસ્તી કહેવાય છે. તે લોકોની વસ્તી વધારે નથી. સુરત અને વલસાડ જેવા મોટાં સ્થળે તેઓ રહે છે.

**ધર્મઃ**—મુખ્ય ધર્મ **હિંદુ, જેન, મુસલમાન, પારસી** અને **ખ્રીસ્તી,** હિંદુઓ હિંદુધર્મ પાળે છે, તેમાં શૈવ, વૈષ્ણવ, **સ્વામીનારાયણ, કબીરપંથી** વગેરે પેટા ધર્મ છે. હિંદુઓનું ધર્મ પુસ્તક **વેદ**છે. તેઓ એક ઇશ્વરને પૂજે છે.

**જેન**—હિંદુઓમાં ગણાતા શ્રાવક લોકો જૈન ધર્મ પાળે છે. તેઓ ચોવીસ (૨૪) તીર્થંકરને પૂજે છે. આદિનાથભગવાન તેમના

પહેલા તીર્થંકર હતા. એમના ધર્મના **શ્વેતાંબર** અને **દિગંબર** એવા બે પંથ છે. જેઓ તીર્થંકરની મૂર્તિને વસ્ત્ર પહેરાવે છે તે શ્વેતાંબરી કહેવાય છે અને જેઓ મૂર્તિને વસ્ત્ર નથી પહેરાવતા તેઓ દિગંબરી કહેવાય છે.

**મુસલમાન**—આ ધર્મમાં **શીઆ** અને **સુન્ની** એવા બે પંથ છે. વહોરા લોકો બધા શીઆ પંથી કહેવાય છે. તેઓ સુન્નત નથી કરાવતા. મુસલમાનોનો ધર્મ ઇસ્લામ છે અને તેઓનું ધર્મ પુસ્તક **કુરાને શરીફ** છે.

**પારસી**—એ લોકોમાં બીજી કોમની માફક પેટાજાતી નથી. તેઓ **જરથોસ્તી ધર્મ** પાળે છે, અગ્નિ દેવને પૂજે છે. તેઓનું ધર્મ પુસ્તક **અવસ્તા** છે.

**ખ્રીસ્તી**—એ ધર્મ માનનારી પ્રજા પશ્ચિમના દેશોમા વસે છે. તેઓ **ઈસુખ્રીસ્તને માને છે.** જે હિંદી એ ધર્મમાં દાખલ થાય છે તે દેશી ખ્રિસ્તી કહેવાય છે. એમનું ધર્મપુસ્તક **બાઈબલ** છે.

**ધંધાઃ**—આ જિલ્લાના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. ઉચ્ચ વર્ણના લોકો પૈકી કેટલાક વેપાર, નોકરી, અને કારીગરનું કામ કરે છે. ગરીબ અને હલકી વર્ણના લોકો ખેતીને લગતી મજુરી કરે છે. નદી અને દરિઆને કાંઠે રહેનારા લોકો માછલાં પકડીને વેચવાનો તથા વહાણવટાનો ધંધો કરે છે. એ સિવાય કેટલાક લોકો ખાદી વગેરેનું વણાટકામ, જરીની કોર, ટોપી વગેરે ભરત કામ, રૂમાલ, ટુવાલ વગેરે ગુંથણ કામ, તથા ફરનીચર–સુથાર કામ, લુહાર કામ વગેરે ગૃહઉદ્યોગનો સારો પ્રચાર છે.

**ખનીજઃ**—જમીનમાંથી જે ધાતુઓ ખોદી કાઢવામાં આવે છે તેને ખનીજ કહે છે. સુરત જિલ્લામાં એવા ખનીજ પદાર્થ–**અકીકના પત્થર** અને **લોઢાંની કાચી ધાતુ** કેટલાક ભાગમાં મળી આવે છે.

**ખેતીની પેદાશઃ**—કપાસ, જુવાર, ઘઉં, બાજરી, ભાત, તલ

અને તમામ જાતનાં કઠોળ...શેરડી, ગોળ, કેળાં. સુરણ, આદુ, બટાટા, કાંદા, મરચાં, લીંબુ, કેરી અને શાકભાજી.

**જંગલો:—ડાંગ, હેડંબા, અને વાંસદા ધરમપોરના** રાજ્યનું.

ડાંગ:—એ જંગલ ચીખલી તાલુકામાં આવેલું છે. ત્યાંનું સાગ નામનું લાકડું વખણાય છે. એ જંગલનાં લાકડાંનો વેપાર **બીલીમોરા કાલાઆંબા** રેલ્વે મારફત ચાલે છે.

**હેડંબા:**—માંડવી તાલુકાના પૂર્વ ભાગમાં એક નાનું જંગલ છે તેને "**હેડંબાવન**" કહેવામાં આવે છે.

**વાંસદા ધરમપોર:**—એ દેશી રાજ્યની અંદર મોટું જંગલ આવેલું છે તે એ રાજ્યના નામથી ઓળખાય છે.

**જંગલની પેદાશ**—ઇમારતી લાકડાં, મધ, મીણ, અને કાથો.

**હુન્નર ઉદ્યોગ**—જરી. કસબ, અને રેશમનું ભરતકામ, હાથીદાંત અને સુખડનું કોતરકામ, હીંગળો અને રસકપુરની બનાવટ, રેશમ અને જરીના પિતાંબર, સાડી, અંબર વગેરે કારીગરી **સુરતમાં** બને છે. સુડી, ખાપરીયું **ઓરપાડ**માં થાય છે, લોખંડના ખડીયા **સાંધીએર** તાલુકે ઓરપાડમાં થાય છે. ખાદી, ઊનના કામળા **ઓરપાડ** અને **બારડોલી** તાલુકામાં થાય છે. હાથવણાટનાં લુગડાં **વલસાડ ગણદેવી**માં થાય છે. ઘોડાનાં જીન **ખેરગામ** તાલુકે ચીખલીમાં થાય છે.

**મીઠાંના અગર**—જ્યાં આગળ દરિઆના પાણી વડે મીઠું પકવવામાં આવતું હોય તે સ્થળને મીઠાંના અગર કહે છે. આ જિલ્લામાં **છરવાડા** અને **ધરાસણા** બે સ્થળે મીઠું પકવવામાં આવે છે.

**રેલ્વે માર્ગ:**—(૧) **બી. બી. એન્ડ. સી. આઈ.** રેલ્વે(બોમ્બે, બરોડા, એન્ડ. સેન્ટ્રલ ઈંડીઆ રેલ્વે) મુંબઈથી અમદાવાદ જનારી રેલ્વે.

(૨) **ટાપટીવેલી રેલ્વે**—સુરતથી ભુસાવળ જનારી રેલ્વે.

(૩) **બીલીમોરા કાલાઆંબા** રેલ્વે—બીલીમોરાથી ઉનાઇ સુધીની રેલ્વે.

**રેલ્વે જંકશન**—જ્યાં આગળથી આગગાડી જોડાતી હોય અને બીજી આવીને છુટી રહેતી હોય તે સ્થળને રેલ્વે જંકશન કહે છે. **સુરત** અને **બીલીમોરા** એ જંકશન છે.

**નિકાશઃ**—(અહીંથી બહાર જતો માલ) ખેતીની પેદાશ, કપાસ, જુવાર, ઘઉં, બાજરી, ચોખા, અને કઠોળ, ગોળ, ઘી, કેળાં અને કેરીની પણ નિકાશ થાય છે. જંગલની પેદાશ–ઇમારતી લાકડાં, જલાઉ લાકડાં, મધ, મીણ વગેરેની નિકાશ થાય છે. ઢોરનાં કાચાં ચામડાં પણ બહારગામ મોકલવામાં આવે છે.

**આયાતઃ**—( બહારથી આવતો માલ ) સુતરાઉ, રેશમી અને ઉનનાં કપડાં, કાચ, કાગળ, વગેરે પરચુરણ સ્ટેશનરી સામાન. લોખંડના તમામ યંત્રો અને હથિઆરો, ખાંડ, ન્હા, કોલસા, દવા, પકાવેલાં ચામડાં, સાબુ, ચીની વાસણ, ગુલાબજળ, તમામ જાતનાં અત્તરો, ફટાકા, દારૂ, બંદુક, પીસ્તોલ, અફીણ, તમામ જાતનાં રંગો વગેરે.

## રાજ્ય વહીવટ.

**રેવન્યુ ખાતુઃ**—ખેડુતો જે જમીન ખેડે છે તેની પાસે સરકારે તેના સંરક્ષણ બદલ દર વિઘે અમુક રૂપિયાનો દર ઠરાવેલો હોય છે તેને આકાર કહે છે, અને તે ઉપજને મહેસુલ કહે છે. એ વ્યવસ્થા કરનાર ખાતાને **રેવન્યુ ખાતુ** કહે છે. જિલ્લાના અધિકારી કલેક્ટર કહેવાય છે તે આખા જિલ્લાની મહેસુલ એકઠી કરે છે, અને કેટલાક અગત્યના કેસો જાતે પણ ચલાવે છે, તેથી તે **ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ** પણ કહેવાય છે. તેના હાથ નીચે તાલુકાના **મામલતદારો** રાખેલા હોય છે, તેઓ તાલુકાનું મહેસુલ એકઠું કરી જિલ્લાના કલેક્ટરને મોકલી આપે છે. તે ઉપરાંત તાલુકામાં બનતા નાના કેસોનો તેઓ નિકાલ પણ કરે છે એથી મામલતદારને **મેજીસ્ટ્રેટ** પણ કહે છે. મામલતદારોને તેમની લાયકાતના પ્રમાણમાં બે હોદ્દા ઠરાવેલા

હોય છે. સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ. અને થર્ડકલાસ મેજીસ્ટ્રેટ મામલતદારના હાથ નીચે કામ કરનાર કેટલાક અવલકારકુનોને પણ થર્ડ કલાસ મેજીસ્ટ્રેટનો પાવર (હોદ્દો) આપવામાં આવે છે. તાલુકાના દરેક ગામે પટેલ અને તલાટીઓ રાખેલા હોય છે. તેઓ ગામનું મહેસુલ વસુલ કરી તાલુકે ભરે છે, અને ગામની અંદર બનતા બનાવો મામલતદારને જાહેર કરે છે. આવી રીતે આખા જીલ્લાના દરેક ગામની વ્યવસ્થાની કલેકટરને ખબર પડે છે.

**ન્યાય ખાતુઃ**—લોકોનો ન્યાય કરનારૂં ખાતું તે **ન્યાય ખાતુ.** લેણદેણ સંબંધી નાના દાવાઓનો નિકાલ કરવાને માટે બે ત્રણ તાલુકા વચ્ચે એક **મુનસફની કચેરી** રાખેલી હોય છે, તે એવા નાના દાવાનો ઇન્સાફ કરે છે. તેથી જો લેણદાર અગર દેણદારને સનોષ નહિ થાય તો તેઓ **ડિસ્ટ્રીકટ કોર્ટમાં** અપીલ કરી શકે છે. તેઓ નાના દાવાની અપીલ તથા મોટા દાવા ચૂકવે છે, ( એ ખાતામાંથી સરકારને સ્ટેમ્પ ફીની આવક પુષ્કળ થાય છે.) ડિસ્ટ્રીકટ કોર્ટના ન્યાયાધિશ તે **જડજ** સાહેબ કહેવાય છે. એ કોર્ટમાં પણ ઇન્સાફ મળ્યો નથી એમ દેણદાર અગર લેણદારને લાગે તો તેઓ મુંબઈ **હાઈકોર્ટમાં** અપીલ કરી શકે છે.

**પોલીસ ખાતુઃ**—લોકોના સલામતી ઉપર દેખરેખ રાખનારૂં તે **પોલીસ ખાતુ**—

ગામની અંદર થતા ગુન્હા અટકાવવા માટે પ્રથમ થોડા ગામના જથા વચ્ચે મોટા કસ્બામાં પોલીસગેટ અને ત્યાં જમાદાર અને બે ત્રણ પોલીસ રાખવામાં આવતા હતા. ( હાલમાં એવી ગેટો–થાણા દરેક ઠેકાણેથી ઉઠાવી લઇ ફકત તાલુકાની અંદરજ રાખ્યાં છે) એટલે હાલમાં તાલુકામાં ફોજદાર–**પોલીસ સબ–ઇન્સપેકટર** હોય છે. ખૂન, મારામારી વગેરે ગુન્હાની તપાસ કરે છે, અને તેના ઉપરી જિલ્લાના પોલીસ **સુપ્રિન્ટેન્ડેન્ટ** હોય છે. તે આખા જીલ્લા ઉપર દેખરેખ રાખે તેને મદદ કરવાને ડેપ્યુટિપોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ અને પોલીસ ઇન્સ્પેકટરો

હોય છે—રાજદ્વારી ગુન્હેગારોને પકડવાને છૂપી તજવીજ કરવાને **છુપી** પોલીસ ખાતું-**ડીટેકટીવ ખાતું** રાખેલું હોય છે. તે ખાતાના ઉપરી તરીકે પણ જિલ્લાના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ગણાય છે.

**કેળવણી ખાતુઃ**—પ્રજાનાં બાળકોને લખતાં, વાંચતાં શીખવનારી સંસ્થાને **કેળવણી ખાતુ** કહે છે. સરકાર તરફથી લગભગ દરેક ગામે શાળા ખોલવામાં આવેલી હોય છે, ત્યાં હેડમાસ્તર અને મદદનીસ શિક્ષકો હોય છે. એના કામ ઉપર દેખરેખ રાખવા દરેક તાલુકામાં એક એક **આસિ. ડે. એ.** ઇ. હોય છે. (પ્રથમ આખા જિલ્લામાં કેળવણી ખાતામાં એકજ અધિકારી હતા). તે આખા તાલુકાની દરેક શાળામાં પરીક્ષા, વીઝીટ વગેરે કરી શાળા ઉપર દેખરેખ રાખે છે. તેમના ઉપરી જિલ્લાના ડેપ્યુટિ એ. ઇ. હોય છે. તેઓ જિલ્લાના મુખ્ય મથકે રહે છે, અને વીઝીટ કરવાને બહાર ફરે છે. આસિ. ડે એ. ઇ. તાલુકામાં આઠ માસ રહે છે. જિલ્લાની બધી શાળાઓ લોકલ બોર્ડ શાળા ગણાય છે. શિક્ષકો ઉપર લોકલ બોર્ડ સંસ્થાનો કાબુ નથી.

**શીતળા ખાતુઃ**—ગામડામાં શીતળાનો ઉપદ્રવ અટકાવવાને નાનાં બાળકોને શીતળા કાઢવાને સરકાર તરફથી એ ખાતું ખોલવામાં આવ્યું છે. તેની ઓફીસ તાલુકાના મુખ્ય સ્થળે રહે છે. શીતળા ટાંકવાનું કામ કરનારને **વેકસીનેટર** કહે છે.તેઓ નાનાં છોકરાંઓને શીતળા કાઢે છે. તાલુકાના મુખ્ય સ્થળે સરકારી હોસ્પીટલ પણ હોય છે ત્યાં સરકારી ડોકટર રહે છે તે ગરીબ વર્ગને મફત દવા આપે છે.

**પોસ્ટ ખાતુઃ**—એક ગામથી બીજે ગામ કાગળો, મનીઓર્ડરો, પારસલો, રજીસ્ટરો, વગેરે પહોંચાડવાને સરકાર તરફથી પોસ્ટ ખાતું ખોલવામાં આવેલું છે. લગભગ દરેક મોટા ગામમાં પોસ્ટ ઓફીસ હોય છે, ત્યાંથી આજુબાજુના નાના ગામોમાં પોસ્ટ મેન (ટપાલી) રાખેલા હોય છે, તેઓ દરરોજ અગર ત્રીજે દિવસે કાગળો વહેંચી આવે છે. એવી બ્રાંચ પોસ્ટના માસ્તરોની દેખરેખ રાખવાને **પોસ્ટ ઇન્સ્પેકટર** હોય છે તે જિલ્લાના મુખ્ય સ્થળે રહે છે.

છે. વળી એ ખાતાંની સાથે સાધારણ નોકરો અને મધ્યમ વર્ગના લોકોને થોડી થતી બચતની રકમો મૂકવાને માટે **સેવીંગ્સ બેંક ખાતુ** પણ રાખેલું હોય છે. તેમાં ઓછામાં ઓછા ચાર આના પણ મૂકી શકાય છે. એ સારામાં સારી સગવડ છે, કારણ કે ગરીબને માટે બીજે કોઇ પણ ઠેકાણે એક રૂપિઆ બચત હોય તો તે સંગ્રહ કરવાનું સ્થાન નથી.

**તારખાતુઃ**—દૂરના સ્થળે જલદી સંદેશા પહોંચાડવાને માટે તારખાતાંની સગવડ કરેલી છે, એ કામ કરનાર **તારમાસ્તર** કહેવાય છે. **તાર** મોકલવાનું કામ કેટલેક ઠેકાણે પોસ્ટ ઓફીસની સાથે જોડેલું હોય છે. એટલે તે કામ પોસ્ટ માસ્તર કરે છે

**કસ્ટમખાતુઃ**—દરીઆ માર્ગે જતા આવતા માલ ઉપર જગાત લેવાને અને દેખરેખ રાખવાને જે ખાતુ છે તેને **કસ્ટમ ખાતુ** કહે છે.

**આબકારી ખાતુ**—દારૂ, તાડી, ભાંગ, ગાંજો, કોકેન વગેરે કેફી પદાર્થ સરકારની પરવાનગી (લાઇસન્સ) વિના કોઇ વેચી શકે નહિ. તેની તપાસ રાખવાને સરકારે આબકારી ખાતુ ખોલેલું છે. એ કેફી પદાર્થો વેચનારા ઉપર દેખરેખ રાખવાને તાલુકામાં આબકારી **સબ ઇન્સ્પેકટર** હોય છે તેનો ઉપરી જિલ્લામાં રહે છે અને તે આબકારી ઇન્સ્પેકટર કહેવાય છે. એ ખાતાંમાંથી પુષ્કળ ઉપજ સરકારને થાય છે અને તે ઉપજનો મોટો ભાગ કેળવણી ખાતાંમાં વપરાય છે.

**જાહેર બાંધકામ ખાતુ**—સરકારી મકાનો, રસ્તા, પૂલો, સડકો વગેરે બાંધવા અગર સુધારવા વગેરે કામ કરનાર જાહેર બાંધકામ ખાતુ કહેવાય છે.તે કામ કરનાર તાલુકામાં **ઓવરસીયર** હોય છે. અને તેમના ઉપર જિલ્લામાં **એકઝીક્યુટીવ ઇન્જીનીયર** હોય છે.અને તેમના ઉપરી પ્રાંતના **સુપ્રિન્ટેન્ડીંગ એન્જીનીયર** હોય છે.

**સર્વેખાતુઃ**—જમીનની માપણી કરવાને જે ખાતુ ખોલવામાં આવેલું છે તેને **સર્વેખાતુ** કહે છે. તે કામ કરનાર સર્વેયર–મોજણીદાર કહેવાય છે, અને તેમના ઉપરી **સર્વે સુપ્રિન્ટેન્ડેન્ટ** કહેવાય છે.

# સુરત જિલ્લાનું વિશેષ વર્ણન.

**તાલુકાઃ—પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, આરડોલી, માંડવી, ચોર્યાશી,** અને **ઓરપાડ,** એ આઠ તાલુકા છે. અને વાંસદા, ધરમપોર, સચીન અને ડાંગ એ ચાર દેશી રાજ્યો છે.

## (૧) પારડી તાલુકો.

**રચનાઃ**—ઉત્તરે પારનદી, પૂર્વે ધરમપોરનું રાજ્ય, દક્ષિણે દમણગંગાનદી અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એ તાલુકાની લંબાઇ અને પહોળાઇ લગભગ સરખીજ છે, એટલે આસરે ૨૦ મૈલ છે એનું ક્ષેત્રફળ ૧૬૩ ચો. મૈલ છે. આ તાલુકામાં પૂર્વથી પશ્ચિમ એક ઢાળ પડતુ મેદાન છે. પશ્ચિમ તરફ દરીઓ આવેલો હોવાથી તે ભાગ નીચાણમાં છે, એનો કેટલોક ભાગ સપાટ, રેતાળ અને ખારવાળો છે. અને કેટલોક ડુંગરાવાળો છે.

**ડુંગરોઃ**—(૧) **પારડીનો કિલ્લો** ૭૫ ફુટ ઉંચો છે. (૨) **મોતીવાડાનો ડુંગર** ૮૦ ફુટ ઉંચો છે. (૩) **ઓરવાડાનો ડુંગર** ૨૭૫ ફુટ ઉંચો છે(૪)**બગવાડાનો ડુંગર** ૪૨૦ ફુટ ઉંચો છે તેને **અર્જુનગઢ** પણ કહે છે. (૫) **મોરાઇનો ડુંગર** કોલકનદીના ડાબા કિનારાપર આવેલો છે તેનાપર મોરની વસ્તી વધારે હોવાથી એનું નામ મોરાઈ ડુંગર પડયું છે. (૬) **ખુરશીઓ ડુંગર** એની ઉંચાઇ બગવાડાના ડુગર જેટલી છે, તે ખુરશીના આકારનો હોવાથી તેને ખુરશીઓ ડુંગર કહે છે.

**નદીઓઃ—પાર, કોલક** અને **દમણગંગા.**

**ખાડીઓઃ—કોથલ, પરીઆલી, બીલી** અને **રાત.**

**આબોહવાઃ**—આ તાલુકાનાં હવાપાણી એકંદરે સારાં નથી. દરીઓ નજીક હોવાથી ગરમી અને ઠંડીનું પ્રમાણ સરખુંજ છે, પણ ડુંગર નજીક હોવાથી ઉનાળામાં તાપ વધારે લાગે છે. અહીં વરસાદ સારો પડે છે તેથી ભાતનો પાક વિશેષ થાય છે. કુવાનાં પાણીમાં કેટલેક ઠેકાણે તેલ જેવો પદાર્થ તરી આવેલો હોય છે.

**વનસ્પતિઃ—**આ તાલુકામાં આંબાના ઝાડો વિશેષ છે. એ સિવાય આમલી, બાવળ, વડ, પીપળો, જાંબુડી, સાગ, રાયણ, વાંસ વગેરે ઝાડો પણ થાય છે. બાવળના લાકડાંનો વેપાર ચાલે છે.

**વસ્તી અને ધંધાઃ—**વસ્તી (૬૬૨૨૩) માણસની છે તેમાં હિંદુ, મુસલમાન, પારસી, જૈન, કાળીપરજ અને દેશી ખ્રિસ્તીની મુખ્ય છે. **ઉદવાડામાં શેતરંજી બને છે. કોપરલી તથા પરીયાલીમાં મોટી ગાડી અને સવારી ગાડી** બાંધવામાં આવે છે. ગોળ અને લાકડાંનો વેપાર ચાલે છે.

**પેદાશઃ—**મુખ્ય પાક ડાંગર, નાગલી, વાલ, ઘઉં, ચણા, વટાણા, ગોળ વગેરે છે શણ પણ પાકે છે. કેળાં, વેગણ, બટાટા વગેરે પણ પાકે છે. કેરીનો પાક પુષ્કળ થાય છે. બીલીના ઝાડ બહુ છે. તેનો કપ ઓશીકાં, તકીયા ભરવામાં કામ લાગે છે.

**જાત્રાનાં ઠેકાણાંઃ—કુંતા અને ઉદવાડા.** ઉદવાડા એ પારસીલોકોનું જાત્રાનું સ્થળ છે.

**રેલ્વે સ્ટેશનઃ—વાપી, ઉદવાડા અને પારડી.**

**મુખ્ય સ્થળોઃ—પારડી, ઉમરસાડી, ઉદવાડા, પલસાણા, કોલક, વટાર, કુંતા, વાપી, ટુકવાડા, પરીઆ** અને **કોપરલી.**

**પારડી—**મુખ્ય કસ્બો છે. મામલતદાર તથા પોલીસ સબઇન્સ્પેક્ટરની ઓફીસ છે, તથા કસ્ટમખાતાંની ઓફીસ છે, અહીં એક ડુંગરી કિલ્લો છે તે જોવાલાયક છે.

**ઉમરસાડીઃ—**બંદર છે. અહીં સોમવતી અમાસે મેળો ભરાય છે.

**ઉદવાડાઃ—**પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું છે.

**પલસાણાઃ—**અહીં મીઠાં પાણીના સાત ઝરા છે. મહાશીવરાત્રિએ અહીં મેળો ભરાય છે—

**કોલકઃ—**દરીઆકાંઠે કોલક નદીપર બંદર છે.

**કુંતાઃ—**એમાં કુંતેશ્વર મહાદેવનું દહેરું છે. **વાપી** રેલ્વે સ્ટેશન છે.

**ટુકવાડા—**તુવરની દાળ તથા ગોળ વખણાય છે.

**પરીઆ**—અહીં દર બુધવારે હાટ ભરાય છે.
**અગવાડા**—કોલક નદી પર મોટું ગામ છે.
**કોપરલી**—અહીંની સવારી ગાડી વખણાય છે.

## (૨) વલસાડ તાલુકો.

**રચના**—ઉત્તરે અંબિકા નદી, દક્ષિણે પાર નદી, પૂર્વે ચીખલી તાલુકો અને ધરમપોરનું રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એની ઉત્તર દક્ષિણ લંબાઇ ૧૬ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૩ મૈલ છે. ઉત્તરે અંબિકા અને કાવેરી નદીના કાંઠાની નજીકનો સાંકડી પટીના આકારનો ભાગ ફળદ્રુપ છે. એ તાલુકાના કુદરતી રચના પ્રમાણે ત્રણ ભાગ પડે છે. (૧) પૂર્વનો ભાગ ઉંચી જમીનવાળો છે, તેની માટી પથરાવાળી છે તેમાં **વેલપાછ**નું નાનું જંગલ છે (૨) પશ્ચિમનો ભાગ નીચી જમીન વાળો છે તે જમીન કાળી અને કસદાર છે. (૩) પશ્ચિમે દરિઆની નજીકનો ભાગ **ખારપાટ** કહેવાય છે.

ડુંગરોઃ—અગ્નિખુણામાં **પારનેરાનો ડુંગર** ૫૦૦ ફુટ ઉંચો છે. એના શિખરપર એક જુનો કિલ્લો હતો. અહીં ચંડિકાનું દહેરું છે. આસો શુદ ૮ ને દિવસે અહીં મેળો ભરાય છે. એ ડુંગરપર એક નાનું જંગલ છે એની ઉત્તરે બાર માઇલપર નાની નાની સાત ડુંગરી છે ત્યાંથી પથ્થર ખોદી કાઢવામાં આવે છે.

**નદીઓઃ—અંબિકા, કાવેરી, ખરેરા, ઔરંગા અને પાર.**

**ખાડીઓઃ—બામ, કોલાઇ, વાંકી, ભમરી** અને **કપ્પા.** એમાં બામ ખાડીમાંથી પાણી લઇને **ધરાસણા** આગળ મીઠું પકવવામાં આવે છે. વાંકી ખાડીમાંથી રેલ્વે એન્જીનને પાણી લેવાની ગોઠવણ છે.

**તળાવઃ**—સૌથી મોટું તળાવ **પાલણનું** છે. વલસાડનું **મલાવ** અને ભદેલીનું **શંતરાય** નામે તળાવ પ્રખ્યાત છે. વલસાડના તળાવમાં કમળના ફૂલ થાય છે.

**આબોહવા**—આ તાલુકાની હવા ભેજવાળી અને ઠંડી છે. પણ એકંદર હવાપાણી તંદુરસ્ત છે. પારનેરા અને ભુતસર નજીકના

ભાગમાં જંગલને લીધે ચોમાસામાં અને શિઆળામાં સાધારણ તાવનો ઉપદ્રવ થાય છે.

**વનસ્પતિઃ**—સૌથી વધારે પેદાશ આંબાની છે. એ સિવાય ખજુરી તાડનાં ઝાડો પુષ્કળ છે, તેનો રસ–તાડીનો વેપાર પારસી લોક કરે છે. એ સિવાય લીમડા, સાગ, વડ, પીપળા, ખેર વગેરે ઝાડો પણ થાય છે.

**વસ્તી, વેપાર અને ધંધા**—આ તાલુકામાં એકંદર ૫૬ ગામો છે, અને ૯૬૦૭૪ માણસની વસ્તી છે. મુખ્ય વસ્તી હિંદુ, જૈન, પારસી, મુસલમાન, કાળીપરજ, અને દેશી ખ્રિસ્તી છે. તેમનો મુખ્ય ધંધો ખેતીનો છે. વલસાડભાગડામાં ઇમારતી લાકડાંનો વેપાર ચાલે છે. ડુંગરી તથા પાર નદીમાંથી પત્થર ખોદી કાઢવામાં આવે છે. વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ ચાલે છે. ખત્રી, તાઇજાતના મુસલમાનો હાથના સાળપર લુગડાં સારાં વણે છે, તે વલસાડી લુગડાં તરીકે વખણાય છે. ગોળ અને કેરીનો વેપાર રેલ્વે માર્ગે સારો ચાલે છે.

**પેદાશ**—મુખ્ય પેદાશ ડાંગર, ઘઉં, શેરડી, કઠોળ અને કેરીની છે તથા બટાટા, સુરણ, આદુ, કાંદા વગેરે પાક કેટલાંક બાગાયતી ગામોમાં થાય છે.

**હવાખાવાનાં ઠેકાણાં—તીથલ, રેલ્વે સ્ટેશન-ડુંગરી, વલસાડ અને પારડી**

**બાગાયતી ગામો**—વલસાડ, હરીઆ, ભાગડા, ઉંડાચ વગેરે

**મુખ્ય સ્થળો—વલસાડ, તીથલ, ધરાસણા, પારનેરા, ભાગડા, ભદેલી, માલવણ, ઉંડાચ, બીગરી, કોસંબા, હરિઆ, અટગામ ઉંટડી.**

**વલસાડ**—ઔરંગા નદીને કાંઠે આવેલું છે. મોટો કસ્બો છે, અહીં મ્યુનીસીપાલીટી છે. મામલતદાર તથા મુનસફની કચેરી છે. એ બંદરેથી ઇમારતી લાકડાં, ગોળ વગેરે બહારગામ જાય છે.

**તીથલઃ**—હવાખાવાનું સ્થળ છે. દરસોમવતી અમાસે જાત્રા–મેળો ભરાય છે **વલસાડ સ્ટેશનથી** જઇ શકાય છે.

**ભાગડા**—ઇમારતી લાકડાં અને ગોળનો વેપાર છે.

**બીગરી**—અંબીકાનદીપર આવેલું છે. અહીંના સુથારો વહાણ બાંધે છે.

**કોસંબા**—દરીઆ કાંઠે આવેલું છે. અહીં **દીવાદાંડી** છે. વહાણવટાનો ધંધો છે.

**હરિઆ**—અંબીકા નદીપર આવેલું છે. અહીંની જમીન બહુ ફળદ્રુપ છે. ગોળ અને તુવર વખણાય છે. **"હરિઆ સોનાનાઢળીયા"** એવી કહેવત ચાલે છે.

## (૩) ચીખલી તાલુકો.

**રચના**—ઉત્તરે અંબીકાનદી, દક્ષિણે ધરમપોરનું રાજ્ય, પૂર્વે ગાયકવાડનું રાજ્ય, અને પશ્ચિમે વલસાડ તાલુકો છે. આખા તાલુકાની જમીન ઉંચી નીચી તેમજ પથરાવાળી છે. અગ્નિ ખૂણા તરફનો ભાગ જંગલવાળો છે. પૂર્વ તરફની જમીન ઉંચી, અને પશ્ચિમ તરફની નીચી છે, કેટલેક ઠેકાણે જમીન ખડકવાળી અને ઉજડ છે, એનું ક્ષેત્રફળ ૧૬૭ ચો. મૈલ છે.

ડુંગર—એમાં ફકત બે નાની ડુંગરી છે. (૧) **એંધળની ડુંગરી** આસરે ૧૦૦ ફુટ ઉંચી છે. તેનાપર ચંદ્રિકા માતાનું દહેરૂં છે તથા મહાદેવનું દહેરૂં છે (૨) **બામણવેલની ડુંગરી** આસરે ૬૦થી ૭૫ ફુટ ઉંચી છે તેનાપર બીલકુલ ઝાડ નથી.

**નદીઓ—અંબીકા, કાવેરી, ખરેરા.** અંબીકા નદીમાંથી સંચાવડે પાણી ઉંચુ ચઢાવી ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે. કાવેરી નદીમાં પત્થરનો કુદરતી બંધારો છે, તેને **દીવીબોધ** કહે છે.

**ખાડી—ધોલધરો. જાત્રાનું સ્થળ—ઉનાઇ.**

**આબોહવા**—આ તાલુકો દરીયાથી દૂર છે, અને જમીનનું તળીયું પથરાવાળું હોવાથી તાપ વધારે પડે છે. ડુંગરો તથા જંગલ નજીક હોવાથી હવા ભેજવાળી છે, તાલુકાનાં પાણી પાલીઆં છે. **વરસાદ ૬૦થી ૭૦ ઇંચ પડે છે.**

**વનસ્પતિ**—પૂર્વ ભાગમાં ખાખરાનાં ઝાડ પુષ્કળ થાય છે. આસીંદ્રાનાં પાંદડાં બીડીને માટે કાળી પરજના લોકો વેચે છે. એ સિવાય સાગ, સીસમ, ખેર, સાદડો, વાંસ, વડ વગેરે સામાન્ય વનસ્પતિ પુષ્કળ થાય છે.

**પેદાશ**—મુખ્ય ધંધો ખેતીનો અને મુખ્ય પાક ભાતનો થાય છે. કપાસ, ઘાસ વગેરેની પેદાશ થાય છે. કેટલેક ઠેકાણેની જમીન ફળદ્રુપ હોવાથી શેરડી, રતાળુ, આદુ, હળધર, બટાટા, સુરણ વગેરે પાક થાય છે. શણની પેદાશ પણ કેટલેક ઠેકાણે થાય છે.

**વસ્તી, વેપાર, અને ધંધા**—મુખ્ય વસ્તી અનાવલા બ્રાહ્મણ, કણબી, કોળી અને કાળીપરજની છે. મુખ્ય ધંધો ખેતીનો છે. વાણીયા લોકો વ્યાજુ કરે છે. મુસલમાન લોકો ખાદી વણવાનો ધંધો કરે છે. કાળીપરજ કેટલાક ખેતી અને બાકીના મજુરી કરે છે. આખા તાલુકાની એકંદર વસ્તી ૬૩૮૨૧ માણસની છે.

રેલ્વે **સ્ટેશનઃ—બીલીમોરા, ચીખલીરોડ, રાનકુવા, અનાવલ** અને ઉનાઇ.

બાગાયતી ગામોઃ—**દોણજા, પીપલગભાણ, તેજલાવ, પીપલધરા, અને ખાપરીયા.**

ઇનામી ગામોઃ—**ગેહેજ, સીઆદા, મજીગામ, ખુડવેલ** અને **ચાસા.**

મુખ્ય **સ્થળોઃ—ચીખલી, દેગામ, ખેરગામ, આલીપોર, એંધળ, મજીગામ, મલવાડા, ગણદેવી, આમધરા** અને **તળાવચોરા.**

**ચીખલી**ઃ—કાવેરી નદી ઉપર આવેલું છે. એમાં મામલતદારની કચેરી છે. સરકારી દવાખાનું છે.

**દેગામ**—રેલ્વે સ્ટેશન છે.

**ખેરગામ**—મોટા કસ્બો છે. ઘોડાનો સામાન સારો બને છે. તે બહારગામ જાય છે.

**આમધરા**—અહીં કાકા બળીયાનું સ્થાનક છે.

**તળાવચોરા**—મોટી ગાડી સારી બાંધવામાં આવે છે.

## (૪) જલાલપોર તાલુકો.

**રચના**—આ તાલુકાની ઉત્તરે પૂર્ણા નદી, પૂર્વે ગાયકવાડનું રાજ્ય, દક્ષિણે અંબીકા નદી અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૬ મૈલ અને પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૧ મૈલ છે. આ તાલુકો અંબીકા પૂર્ણા નદીઓ અને અરબી સમુદ્રની વચ્ચે આવેલો હોવાથી ચગાંનું વિશાળ મેદાન છે. એનું એકંદર ક્ષેત્રફળ ૧૮૪ ચો. મૈલ છે.

**નદીઓઃ**—પૂર્ણા અને **અંબીકા**. **ખાડીઓઃ**—કણાઇ, **પરીઆ**, અને **ટોકરવો.**

**આબોહવાઃ**—હવા સમશીતોષ્ણ છે. પૂર્વ ભાગમાં શિઆળામાં ઠંડી અને ઉનાળામાં ગરમી પડે છે. એકંદર હવાપાણી તંદુરસ્ત છે.

**વનસ્પતિઃ**—બધા તાલુકામાં જે વનસ્પતિ થાય છે તેજ અહીં થાય છે. વિશેષમાં **સુખડ** અને ખેરનાં ઝાડ પણ અહીં થાય છે. આંબાની પેદાશ મોટા પ્રમાણમાં છે. ચીકુ, અનનસ અને ફણસ થાયછે.

**વસ્તી, વેપાર, ધંધોઃ**—વસ્તી ૭૯૪૧૦ માણસની છે. તેમાં અનાવલા બ્રાહ્મણ, જૈન, કણબી, કોળી અને મુસલમાનની મુખ્ય છે. તેઓ ખેતી કરે છે. વાણીયા વ્યાજુ કરે છે. કોળી લોકો ખેતીનો [illegible] તથા વહાણવટાનો ધંધો કરે છે.

**રેલ્વે સ્ટેશનઃ**—**નવસારી**, **વેડછા** અને **અમલસાડ.**

**હવા ખાવાનું સ્થળઃ**—દાંડી નવસારી સ્ટેશનથી જઈ શકાયછે.

**મુખ્ય સ્થળોઃ**—**જલાલપોર, મટવાડ, અબ્રામા, ખરસાડ, કછોલી, અમલસાડ, એરૂ, કાલીયાવાડી, દાંડી, આટ, આણગામ, અને સુલતાનપોર.**

**જલાલપોરઃ**—તાલુકાનું મુખ્ય ગામ છે. પૂર્ણા નદીપર આવેલું છે. તેમાં મામલતદારની કચેરી છે. ત્યાં પૂર્ણેશ્વર મહાદેવનું દહેરૂં છે.

**મટવાડઃ**—બંદર છે. કસ્ટમ ખાતાંનો ફુરજો અહીં છે.

**અબ્રામાઃ**—મોટું ગામ છે. તમાકુના વેપાર માટે પ્રખ્યાત છે.

**ખરસાડઃ**—અનાવિલોનું કેળવણીમાં આગળ પડતું ગામ છે.

**અમલસાડઃ**—બાગાયતી ગામ છે. કેરી, ફ્રુટસ વગેરેનો સારો વેપાર ચાલે છે.

**એરુઃ**—અહીં ઢોરનું દવાખાનું છે.

**કાલીયાવાડીઃ**—વતનદાર દેશાઇઓનું ગામ છે. અહીં સરકારી દવાખાનું છે.

**દાંડીઃ**—દરિઆકિનારે હવાખાવાનું સ્થળ છે.

**સુલતાનપોરઃ**—અગાઉ કોઇ મુસલમાન સુલતાને વસાવેલું તે ઉપરથી સુલતાનપોર નામ પડયું હતું.

## (૫) બારડોલી તાલુકો.

**રચનાઃ**—એ તાલુકો તાપી અને પૂર્ણા નદીની વચ્ચે આવેલો છે. એની ઉત્તરે તાપીનદી અને માંડવી તાલુકો. પૂર્વે પશ્ચિમે અને દક્ષિણે ગાયકવાડનું રાજ્ય આવેલું છે. ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૪ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૩૦ મૈલ છે. કેટલેક સ્થળે પથરાવાળી જમીન છે. તાલુકાનો ઢાળ પશ્ચિમ તરફ પડતો છે. એનું ક્ષેત્રફળ ૨૨૨ ચો. મૈલ છે.

**ડુંગરઃ**—(૧) **તરભોણની ડુંગરી** આસરે ૮૦ ફૂટ ઉંચી છે. તેના ઉપર એક મંદિર બાંધેલુ છે. ત્યાંની જમીન લાલ છે. (૨) **ઓતા ગામ પાસેની ડુંગરી** આસરે ૧૦૦ ફૂટ ઉંચી છે. એના ઉપર જંગલ છે તે ગાયકવાડને તાબે છે.

**નદીઓઃ—તાપી, મીંઢાળા, પૂર્ણા, ઝાંખરી, અને સીપણ.**

**ખાડીઓઃ—ગાભણી, ગંગાધરા, કનાર, કારીખાડી, ડભોઇ અને રગડ.**

**આબોહવાઃ**—આ તાલુકાનાં હવાપાણી એકંદરે નબળાં છે. કારણ કે એમાં નાનાં જંગલો છે. તેથી હવા ભેજવાળી છે, અને ચોમાસાના પાછલા ભાગમાં તાવ મેલેરીયા વગેરે ફાટી નીકળે છે. તેમજ વાલોડ, બુહારી વગેરે ભાગનાં પાણી **પાલીયાં** (પાણીમાં પાલો

વગેરે પડી કોહી જઈ પાણી ઉપર તેલ જેવો ચીકાસ તરી આવે છે તે ) કહેવાય છે. આ તાલુકામાં એકંદરે ટાઢ અને તાપ પણ વધારે પડે છે.

**વનસ્પતિઃ**—તાડ, ખજુરીની પેદાશ વધારે છે. ગરીબ લોકો એ ઝાડોનો ઉપયોગ સારો કરે છે. એ સિવાય ખેર, સાગ, સીસમ, સાદડો વગેરે ઇમારતી લાકડાંની પેદાશ પણ થાય છે. તે ઉપરાંત વડ, લીમડો, પીપળો, વગેરે વનસ્પતિની પેદાશ પુષ્કળ છે.

**પેદાશઃ**—મુખ્ય પાક, જુવાર, કપાસ, ઘઉં, વાલ, વટાણા, મગ, અડદ વગેરે છે. કેટલેક ઠેકાણેની જમીન ગોરાડુ અને રેતાળ હોવાથી શાકભાજી પણ થાય છે. આ તાલુકામાં બગાયતી પેદાશ બહુ થતી નથી. લોકોને કપાસના તૂલ ઉપરજ મોહ વધારે છે.

**વસ્તી-ધંધોઃ**—આ તાલુકાની વસ્તી ૮૭૯૦૯ માણસની છે. તેમાં બ્રાહ્મણ, વાણીયા, રજપુત, કણબી, કોળી વગેરે મુખ્ય છે. એ સિવાય કાળીપરજ, પારસી, તથા મુસલમાનની વસ્તી પણ છે. કેટલાંક ગામોમાં મતીયા કણબી છે, તે **પીરાણા ધર્મને** માને છે. લોકો એકંદરે શાંત સ્વભાવના છે. મુખ્ય ધંધો ખેતીનો છે. કેટલાંક મોટાં ગામોમાં કપાસ પીલવાનાં કારખાનાં છે, **કડોદ**, **બુહારી** અને **વાંકાનેર**માં સવારી તથા મોટી ગાડીઓ બાંધવામાં આવે છે. **હથુકા** ગામે ઉનના કામળા બને છે. કડોદ ગામે ઇમારતી લાકડાંનો મોટો વેપાર ચાલે છે. કેટલાંક ગામોમાં હાથસાળ ઉપર ખાદી વણાય છે. બારડોલીમાં ખત્રી લોકો સાળપર લુગડાં વણે છે.

**રેલ્વે સ્ટેશનઃ—બારડોલી, કીકેર અને મઢી.**

**જાત્રાનાં સ્થળઃ—કેદારનાથ** બારડોલી પાસે જાત્રાનું ધામ છે.

**મુખ્ય સ્થળોઃ—બારડોલી,** કડોદ, **સરભોણ,** વાલોડ, **મોતા, બુહારી,** વરાડ, વાંકાનેર, કમાલછોડ, **સીકેર, મઢી અને વડોલી.**

**બારડોલીઃ**—મીંઢોળા નદીપર આવેલો મોટો કસ્બો છે. તેમાં મામલતદારની કચેરી છે, કપાસનાં ત્રણ કારખાનાં છે.

**વાલોડઃ**—પેટા મહાલનું મુખ્ય ગામ છે, તે વાલ્મિકી નદીને કાંઠે આવેલું છે, અને એમાં દર શુક્રવારે હાટ ભરાય છે.

**કડોદઃ**—તાપી નદીને કાંઠે આવેલું છે, એમાં ઇમારતી લાકડાંનો મોટો વેપાર ચાલે છે.

**સરભોણુઃ**—મોટો કસ્બો છે. અહીંનું ધુપેલ વખણાય છે.

**મોતાઃ**—મોતાળા બ્રાહ્મણ અહીં વસે છે. હાલ કણબી લોકોની વસ્તી વધારે છે.

**બુહારીઃ**—બારડોલીના અગ્નિ ખુણામાં આવેલું છે. તાપી નદીના કાંઠા ઉપર છે. અહીં દર બુધવારે હાટ ભરાય છે. મોટી ગાડી અહીં સારી બંધાય છે.

**વાંકાનેરઃ**—અહીંની ગાડી સારી વખણાય છે.

**કમાલછોડઃ**—પંચોળી લોકો ખાદી સારી વણે છે. દર રવિવારે હાટ ભરાય છે.

**મઢીઃ**—રેલ્વે સ્ટેશન છે. **વડોલીઃ**-માટીનાં વાસણ સારાં બને છે.

## (૬) માંડવી તાલુકો.

**રચનાઃ**—આ તાલુકાની ઉત્તરે ગાયકવાડનું રાજ્ય અને રાજપીપળા સંસ્થાન, દક્ષિણે તાપી નદી, ગાયકવાડનું રાજ્ય, અને બારડોલી તાલુકાનો થોડો ભાગ, પુર્વે ગાયકવાડી રાજ્ય, તથા રાજપીપળા સસ્થાન, પશ્ચિમે વેડાછા અને કામરેજ તાલુકા છે. પૂર્વ પશ્ચિમ લંબાઈ ૩૦ મૈલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૨૦ મૈલ છે. તાલુકાનો દેખાવ ભયંકર લાગે છે, કારણ કે ડુંગરો અને જંગલો બહુ છે. એના પૂર્વ તથા ઉત્તર ભાગની જમીન ઉંચી છે, અને પશ્ચિમ તથા દક્ષિણ તરફ નીચી છે. એનું ક્ષેત્રફળ ૨૮૦ ચો. મૈલ છે.

**ડુંગરઃ—તારાપોરનો** ડુંગર સૌથી મોટો છે. તેની ઉંચાઈ ૨૫૦ થી ૩૦૦ ફૂટની છે. તેની આસપાસ મોટું જંગલ છે. (૨) **ખાડ આંબાનો ડુંગર,** તે આશરે ૧૦૦ ફૂટ ઉંચો છે. (૩) **અસીંડાનો ડુંગર** એ આસરે ૧૫૦ ફૂટ ઉંચો છે. એ સિવાય બીજા નાના ડુંગર જેવા કે, **ઝટકા, કાટકુવા** વગેરે ઘણા છે. આ તાલુકાની પૂર્વ

બાજુનાં જંગલોનો ભાગ "**હેડંબાવન**" ને નામે ઓળખાય છે.

**નદીઓઃ—તાપી અને ઝેહ. રેલ્વે સ્ટેશનઃ-મઢી.**

**આબોહવાઃ**—આ તાલુકો દરીઆથી ઘણો દૂર હોવાથી શિઆળામાં ટાઢ અને ઉનાળામાં તાપ વિશેષ પડે છે. તેમજ ડુંગરો અને જંગલો ઘણાં હોવાથી હવા પાણી નબળાં છે. તેમાં ખાસ કરીને ઉત્તર અને પૂર્વ ભાગનાં પાણી બહુ નબળાં છે. તે તરફનાં પાણીમાં પાલ છે. તે પાણીને માટે એવી કહેવત ચાલેછે કે "**આલધા, લીમધા, મોટી પાળ, જો મરે નહિ તો દવગઢ ચાલ.**"

**વનસ્પતિઃ**—આ તાલુકામાં જંગલ ઘણાં હોવાથી ઇમારતી લાકડાં-ખેર, સાગ, સીસમ, સાદડો, હળદવાણ, વગેરેની પેદાશ સારી છે. તેમજ જલાઉ લાકડાં પણ પુષ્કળ થાય છે. **સરસી** નામના જંગલમાં વાંસ, લાખ, ગુંદર, કપીલો, કોળી અને મહુડાંની પેદાશ ઘણી છે. અસીંદ્રા, ટીમરૂ અને ખાખરનાં પાંદડાં બહારગામ જાય છે.

**વસ્તી,ઉદ્યોગ,ધંધોઃ**—આ તાલુકાની વસ્તી ૫૨૩૯૦ માણસની છે. મોટે ભાગે કાળીપરજની વસ્તી છે. તેઓ જંગલી છે, પણ બાળલગ્ન કરતા નથી. તેઓ વહેમી બહુ છે. ભૂત, પિશાચ અને ચીચળીયા દેવને બહુ માને છે. ભીલ લોકોની વસ્તી વધારે છે. હવે તેઓ ચોરીનો ધંધો કરતા નથી. ખેતી, મજુરી ઇત્યાદિ કરે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. **બહુધાન** અને **માંડવી**માં ખાદી સારી વણાય છે. મોટી ગાડી તેમજ સવારી ગાડી પણ સારી બાંધવામાં આવે છે. કાળીપરજના લોકો જંગલમાંથી મધ, લાખ વગેરે એકઠું કરી વેચે છે.

**ખનીજઃ**—ડુંગરમાંથી પત્થર નીકળે છે. **બહુધાન** અને **તડકેશ્વર**ના જંગલમાંથી અકીકના પત્થર નીકળે છે તે ખંભાતના કારીગરો પકવે છે. **મુજલાવ** ગામ પાસે લોઢું પણ નીકળે છે. **તડકેશ્વર** પાસે એક જાતની ખડી છે તે સાબુની પેઠે લુગડાં ધોવામાં કામ આવે છે.

**ઇનામી ગામોઃ—પીપરીયા, કરૂઠા, કેવડી, કાટકુવા, કોસાડી, દેવગીરી અને જુનવાણ.**

**જાત્રાનાં સ્થળઃ—બહુધાન** એમાં બાર વર્ષે (સિંહસ્થ વર્ષમાં) જાત્રા ભરાય છે.

**મુખ્ય સ્થળોઃ—માંડવી, બહુધાન, તરસાડા, તડકેશ્વર, ઘંટોલી, ગોડસંબા અને કરંજ.**

**માંડવીઃ**—તાપી નદીને કાંઠે આવેલું તાલુકાનું મુખ્ય સ્થળ છે. તેમાં મામલતદાર, પોલીસ સબ ઇન્સ્પેક્ટર અને રેન્જરની ઓફીસ છે. એક અંગ્રેજી સ્કૂલ છે. **મઢી સ્ટેશનથી** જવાય છે.

**બહુધાનઃ**—તાપી નદીને કાંઠે આવેલું છે. બાર બાર વર્ષે જાત્રા ભરાય છે ત્યાં **કીમ સ્ટેશનથી** જવાય છે.

**તડકેશ્વરઃ**—એમાં **તાડીકા વનનો** ભાગ છે. તે ઉપરથી તડકેશ્વર નામ પડયું છે, એમાં રાવલીયા લોકો આથર બનાવે છે.

**ગોડસંબાઃ**—વેહ નદીને કાંઠે આવેલું છે, તેમાં કાળીપરજને માટે એક સ્કૂલ તથા બોર્ડિંગ છે.

**કરંજઃ**—અસલ ભીલ લોકોની વસ્તી વધારે હતી. હાલ વહોરા લોકો વધારે છે.

## (૭) ચોર્યાશી તાલુકો.

**રચનાઃ**—ઉત્તરે ઓરપાડ તાલુકો, દક્ષિણે મીંઢોળા નદી, પૂર્વ બાજુએ ગાયકવાડનું રાજ્ય, પશ્ચિમે ઓલપાડ તાલુકાનો નૈઋત્ય ભાગ તથા અરબી સમુદ્ર આવેલો છે. એ તાલુકો એકંદરે સપાટ પ્રદેશ છે. નદીઓની આજુબાજુનો ભાગ એટલે સુરત શહેરની આજુબાજુનો ભાગ, મીંઢોળાના કાંઠા ઉપરનો પૂર્વભાગ, રસાળ અને ઝાડપાનથી ભરપૂર છે. વચલો પૂર્વ તરફનો ભાગ ઝાડપાન વિનાનો વેરાન જેવો લાગે છે. અને વચલો પશ્ચિમ તરફનો ભાગ દરિયા નજીક આવેલો હોવાથી રેતાળ છે. તાલુકાની ઉત્તર દક્ષિણ લંબાઈ ૧૭ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૬ મૈલ છે. એનો થોડો ભાગ (ભાઠાથી બુડીઆ સુધીનો) ખારવાળો છે. એ તાલુકો સૌથી નાનો છે. એમાં ડુંગર નથી. એનું ક્ષેત્રફળ ૧૧૪ ચો. મૈલ છે.

**નદીઓઃ—તાપી અને મીંઢોળા.**

**ખાડીઓ:**—(૧) **કાંકરાખાડી,** ( મોતા ગામની નજીકમાંથી નીકળી મીંઢોળાને મળે છે. તેમાંથી કાંકરા બહુ નીકળતા હોવાથી કાંકરાખાડી નામ પડયું છે ) **(૨) ચારખાડી** એ કાંકરાખાડી કરતાં નાની છે. તે પણ મીંઢોળાને મળે છે.

**આબોહવા:**—આખા તાલુકાનાં હવાપાણી તંદુરસ્ત છે. પશ્ચિમ ભાગમાં સમુદ્ર નજીક આવેલો હોવાથી તાપ વધારે પડતો નથી. પુર્વ ભાગ સમુદ્ર કિનારેથી દૂર આવેલો હોવાથી તથા ઝાડપાન વગરનો હોવાથી તાપ કંઇક વધારે પડે છે. ઘણેખરે ઠેકાણે ગામ તળીયાંના કુવાનાં પાણી મીઠાં નહિ હોવાથી ગામ બહારથી મીઠું પાણી લાવવું પડે છે.

**વનસ્પતિ:**—ઠામ ઠામ ખજુરાં જોવામાં આવે છે. આ તાલુકામાં આગાયતી ગામો ઘણાં છે. આંબાની પેદાશ પુષ્કળ છે, અને બહુ ઉંચી જાતની કેરી થાય છે. એ સિવાય કેળ, જાંબુડાં, જમરૂખી, ફણસ, ફાલસાં, વગેરે ઝાડ પણ થાય છે. બોરડી, સેકટા, લીંમડા વગેરે પરચુરણ વનસ્પતિ પણ ઘણી છે. **વરાછામાં** અરૂનાં પાતરાં તથા **સુખડનાં** ઝાડ પણ થાય છે.

**વસ્તી:**—આ તાલુકામાં ૧,૭૫,૧૬૪ માણસની વસ્તી છે. તેમાં હિંદુ, પારસી, મુસલમાન, વહોરા અને દેશી ખ્રિસ્તી છે. કોળી દુબળાની વસ્તી લગભગ આખી વસ્તીનો ત્રીજો ભાગ છે. લોકો શાંત સ્વભાવના છે. વહોરા અને પારસી લોકો સાહસિક હોવાથી વેપાર રોજગારમાં વધુ પ્રમાણમાં જોડાએલા છે. કેટલાક વહોરા, પારસી લોકો ખેતીનો અને તાડી દારૂ વેચવાનો ધંધો કરે છે.

**ઉદ્યોગ-ધંધા:**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. વહોરા લોકોનો મોટો ભાગ વેપાર કરે છે. પારસી લોકો ખેતી અને વેપાર બંને ધંધા કરે છે. કોળી, દુબળા, ઢેડા વગેરે પૈકી કેટલાક લોક ખેતી કરે છે. પણ મોટો ભાગ મજુરી કરે છે. **સુરત શહેરમાં** હાથીદાંત અને સુખડનું કોતરકામ, રેશમ તથા કસબનું ભરતકામ ઘણાં ઉંચા

પ્રકારનું થાય છે. ગજી, સાટીન, પિતામ્બર, ખરાખોટા કસબ, ફીટ, કિનારી મોઢીયાં વગેરે વણાટ પણ થાય છે. અને તે બીજા શહેરમાં જથાબંધ મોકલવામાં આવે છે. હિરા, માણેક, વગેરેનું જડાવકામ તથા **હિંગળોક અને રસકપુર** પણ સુરતમાં બને છે. એ સિવાય મિલોમાં સુતરાઉ કાપડ બને છે. સુરત અનાથાશ્રમના વિદ્યાર્થીઓ, ઉનના ગાલીચા તથા ઝીકનું ભરતકામ સારૂં કરે છે. લુંગી વણવાનું, રંગવાનું, છાપવાનું ઇત્યાદિ પરચુરણ ધંધા ઘણા છે.

**જમીનની પેદાશઃ**—નદી કિનારાની જમીન ગોરાડુ અને બાકીના ભાગની જમીન બેસર છે. પૂર્વ અને મધ્ય ભાગની જમીન કાળી છે. દક્ષિણ ભાગની જમીન ખાડા ટેકરાવાળી અને મરડીયા કાંકરાવાળી છે. પાકમાં એકંદરે જમીન સારી છે. જુવાર, કપાસ, અને ડાંગરનો પાક થાય છે. કઠોળ પણ પાકે છે. તે ઉપરાંત આદુ, મરચાં હળધર, સુરણ, રતાળુ, વેંગણ, પાપડી વગેરે પાક સારો છે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—**ડુમસ, ભીમપોર. રેલ્વે સ્ટેશન ઉતરાણ, સુરત અને ઉધના.**

**જાત્રાનાં ઠેકાણાંઃ**—**અશ્વનિકુમાર, કતારગામ, ભીમપોર અને ઉધના.**

**ગાયકવાડી ગામોઃ**—**(૧) જીઆવ, (૨) કરાડવા, (૩) ગોજા**

**બાગાયતી ગામોઃ**—**કતારગામ, ભાઠા, અડાજણ, કુંભારીયા,** વગેરે.

**ઇનામી ગામોઃ**—બધાં મળીને બાર ગામ છે. સરકાર તરફથી સારૂં કામ કર્યા બદલ ઇનામ તરીકે મળેલાં હોવાથી ઇનામી ગામ કહેવાય છેઃ—

**(૧) મોટા વરાછા**—(પાઠકજીની અટકથી ઓળખાતા બનારસના નાગર બ્રાહ્મણ હાલ સુરતમાં રહે છે, તેઓનાપૂર્વજોને સારી વિદ્વતા બદલ મળેલું.)

**(૨) વાંઝ અને (૩) ડીંડોલી**—( ગંગાધર શાસ્ત્રીના વંશજો પાસે છે.)

(૪) દેલાડવા, (૫) ભેસ્તાન, (૬) ભાણોદા, (૭) ઉંભેર, (૮) સોનારી, (એ ગામો અરદેશર કોટવાલની પાસે હતાં, તે પૈકી ભેસ્તાન અને સોનારી હાલમાં સુરતના સ્ટોરવાળાના કુટુંબ પાસે છે. (૯) પુણા, (૧૦) વેસુ, (૧૧) આભવા, (૧૨) સણીઆમોદ એ વડોદરાના નવાબને તાબે છે.

**સચીનના નવાબ સાહેબનાં ગામો**—બધાં મળીને ૧૬ ગામો છે. સચીન, વકથાણા ભાટીયા, ઓણંચ્ર, કનસાડ, ગોડાદરા, ડકનવાડા, ઉધ્રના, સારોલી, ગવીયર, સરસાણા, ભીમપોર, ડુમસ, લાછપુર, ઉન અને તરાજ.

**મુખ્ય સ્થળો**:—સુરત, રાંદેર, કતારગામ, ભાઠા, અડાજણ, આડવા, તલંગપોર, વાંઝ, દેલાડવા, કુંભારીઆ, મોટા વરાછા, વરાછલી, અમરોલી, ફુલપાડા, વેડ, ડભોલી, સીંગણપોર અને ઉધ્રના.

**સુરતઃ**—તાપી નદીને ડાબે કાંઠે આવેલું છે. ત્યાંનું સુખડ અને હાથીદાંતનું કોતરકામ, કસબ અને રેશમનું ભરતકામ, ફીટ, કિનારી, કિનખાબનો વણાટ વખણાય છે. તે બહારગામ મોકલવામાં આવે છે. સુરતની બરફી બહુ વખણાય છે. સુરતમાં ૧,૧૭,૪૩૪ માણસની વસ્તી છે.

**રાંદેરઃ**—તાપી નદીને જમણે કાંઠે આવેલું છે. એમાં વહોરા લોકોની વસ્તી વધારે છે. અહીંના બોર વખણાય છે.

**કતારગામઃ**—સુરતની ઉત્તરે આવેલો મોટો કસ્બો છે. ત્યાંની પાપડી વખણાય છે.

**ભાઠાઃ**—તાપી નદીને કાંઠે આવેલું છે. શાકભાજી પુષ્કળ થાય છે.

**અડાજણઃ**—સુરતથી પશ્ચિમે દોઢ મૈલપર છે. રાંદેરી બોર અને શાકભાજી પુષ્કળ થાય છે.

**આડવા**—અહીં સરકારી ખેતીવાડીનું ફારમ છે. અહીં પ્રથમ લશ્કર રહેતું હતું તેથી લેનને નામે ઓળખાય છે.

**તલંગપોરઃ**--મીઠું અને તુવેરની દાળ વેચવાનો ધંધો કોળી લોકો કરે છે.

**વાંઝ, હેલાડવાઃ**--ઇનામી ગામો છે.

**કુંભારીઆઃ**--બાગાયતી ગામ છે. અહીં સુરણ, રતાળુ, આદુ, મરચાં પુષ્કળ થાય છે.

**મોટા વરાછાઃ**-ઇનામી ગામ છે. અહીં સુખડનાં ઝાડો છે.

**વરાછલીઃ**--એ તાપી નદીના કીનારાપર આવેલું છે. અગાઉ ચોર્યાશી તાલુકાના મામલતદારની કચેરી હતી. અહીંથી થોડે છેટે કાગળ બનાવવાની-પેપર મીલ છે, પાણીની ટાંકી છે, અને તેની પાસે હાલમાં સ્થપાએલો **બ્રહ્મચર્યાશ્રમ** છે. ત્યાં વિદ્યાર્થીઓને મફત શિક્ષણ આપવાની વ્યવસ્થા રાખેલી છે.

**અમરોલી**—રેલ્વે સ્ટેશન છે.

**ફુલપાડા**—તાપીનદીને કિનારે આવેલુ છે. અહીં અશ્વિનિકુમાર નામે પવિત્ર સ્થળ છે. ત્યાં હિંદુ લોક મુડદાં બાળે છે. નદીના કીનારા પર મહાદેવનાં સુંદર દહેરાં છે. સ્થળ રમણીય છે.

**વેડ, ડભોલી, સીંગણપોર**—એ ત્રણે ગામો નજીકમાં છે. અહીંની કેરી અને જમરૂખ વખણાય છે. નજીકમાં બહુચરાજી માતાનું સ્થાનક છે,

**ઉધના**—રેલ્વે સ્ટેશન છે. અહીં ભીડભંજન મહાદેવનું દહેરૂં છે તથા શીતળા દેવનું સ્થાનક છે.

**વિશેષ હકીકત**—એ તાલુકામાં ચોર્યાશી ગામ હતાં તેથી એ તાલુકાનું નામ **ચોર્યાશી** તાલુકો પડયું હતું. હાલમાં ૬૩ ખાલસા, ૭ ઇનામી મળી ને ૭૦ ગામો છે.

## (૮) ઓરપાડ તાલુકો.

**રચના**—ઉત્તરે કીમનદી, દક્ષિણે ચોર્યાશી તાલુકો અને તાપીનદી, પૂર્વે ગાયકવાડનું રાજ્ય અને પશ્ચિમે ખંભાતનોઅખાત છે. ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૯ મૈલ છે. અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૨૭ મૈલ

છે. એ સૌથી મોટો તાલુકો છે. એનો આકાર કાંઇક ત્રિકોણના જેવો છે. એનો પૂર્વથી પશ્ચિમ તરફનો ઢાળ છે. એકંદર સપાટ છે.

**નદીઓ—તાપી અને કીમ. ખાડીઓ-સેના અને તેના.**

**આબોહવા**—પશ્ચિમ તરફ દરિઓ લાગેલો હોવાથી અહીંની હવા આખા જિલ્લા કરતાં હવા સુકી અને ગરમ છે, પાણીની અંદર પાચનશકિત વિશેષ છે. બીજા તાલુકા કરતાં શારીરિક શકિતમાં એ તાલુકો આગળ છે.

**હવા ખાવાનું સ્થળ—હજીરા**

**વસ્તી, ઉદ્યોગ, ધંધા**—આ તાલુકાની વસ્તી ૫૪૪૪૦ માણસની છે. તેમાં હિંદુ, પારસી, જૈન, મુસલમાન, ખ્રિસ્તી વગેરે મુખ્ય છે. હિંદુઓમાં કણબી અને કોળીનો મોટો ભાગ છે. કણબીમાં લેઉઆ અને કડવા બે ભાગ છે. દરિઆ કિનારે ખારવા લોકો રહે છે, તે વહાણવટાનો ધંધો કરે છે. **ઓલપાડ**માં લોઢાની તથા પિત્તળની સુડી અને ખાપરીયું બને છે. **સાંધિયર**માં ગ્યાસતેલ બાળવાના લોઢાના ખડીયા અને તાળાં બને છે. **દીહેણ, કરંજ** વગેરે ગામે ઉનના કામળા બને છે. દીહેણનો તમાકુ વખણાય છે.

**પેદાશ**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીંની જમીન એવા પ્રકારની છે, કે ઘણા વરસાદે તૂલ કોહી જાય છે. કપાસ, જુવાર, કઠોળ વગેરે પાક થાય છે, એ સિવાય બીજી વનસ્પતિ અને શાકભાજી પણ પાકે છે.

**રેલ્વે સ્ટેશન—ઉતરાણ, સાયણ અને કીમ.**

**મુખ્ય સ્થળો**—**ઓલપાડ, સાંધીયર, પરીઆ, સાયણ, કુડસદ, ગોથાણ, કીમ, સ્યાદલા, કરંજ, ભગવા દાંડી, સરસ, દીહેણ, પીંજરત, મોરાસુંહાલી અને હજીરા.**

**ઓલપાડ**—તાલુકાનું મથક છે, તેમાં મામલતદારની કચેરી છે. અહીંની સુડી અને ખાપરીયું વખણાય છે.

**સાંધિયર**—એમાં લોઢાનાં તાળાં અને ખડીયા બને છે

**સાયણ**—રેલ્વે સ્ટેશન છે. અને વેપાર ઠીક ચાલે છે, **અહીં** બે જીન છે.

**કીમ**—રેલ્વે સ્ટેશન છે.

**સ્યાદલાઃ**—શીતળા દેવનું જાત્રાનું સ્થળ છે. **સાયણ સ્ટેશનથી** જવાય છે.

**ભગવાદાંડીઃ**—દરીઆ કીનારે આવેલું છે. અહીં **દીવાદાંડી છે.**

**સરસઃ**—અહીં સિદ્ધનાથ મહાદેવનું મંદિર છે, અને માગસર સુદ ૧૧ ને દિવસે જાત્રા ભરાય છે.

**દીહેણઃ**—તમાકુ વખણાય છે.

**પીંજરતઃ**—ખાદી અને કામળા બને છે.

**મોરા સુંહાલીઃ**—કુવાની જાત્રા ભરાય છે. સુંહાલી પ્રથમ બંદર હતું- અહીં પારસી લોકોનું સેનેટરીયમ છે.

**હજીરાઃ**—એનું બીજું નામ ઠઙિ છે. તાપી નદીના મુખ આગળ આવેલું છે હવાખાવાનું સ્થળ છે. અહીં **વોકસ સાહેબની** કબર છે એ કબરને **હજીરો** કહે છે.

---

# ઉત્તર વિભાગ અને ગુજરાત પ્રાંત.

ઘણા જુના સમયમાં આ દેશમાં ગુર્જર નામના લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું, તે ઉપરથી એનું નામ ગુજરાત પડયું છે. એજન્સિ અને ખાલસા મુલક ( જિલ્લા ) સાથેનો ભાગ તે **ગુજરાત પ્રાંત** અને એજન્સિ સિવાયનો ખાલસા મુલક તે **ઉત્તરવિભાગ** કહેવાય છે.

**સીમાઃ**—ઉત્તરે કચ્છનું રણ અને મારવાડ. પશ્ચિમે કચ્છનું રણ અને ખંભાતનો અખાત. દક્ષિણે મહારાષ્ટ્ર અને અરબી સમુદ્ર અને પૂર્વે ખાનદેશ જિલ્લો અને માળવા પ્રાંત છે.

**વિસ્તાર અને વસ્તી**—એ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૫ હજાર ચો. મૈલ છે. અને વસ્તી ૮૦,૩૩,૫૪૧ માણસની છે. ઉત્તર વિભાગની પુર્વ પશ્ચિમ પહોળાઇ ૨૦૦ મૈલ છે. અને ઉત્તર દક્ષિણ લંબાઇ ૩૦૦

મૈલ છે. અને ઉત્તર વિભાગની વસ્તી ૩૭,૧૮,૭૬૫ માણુસની છે ક્ષેત્ર ફળ ૧૩૫૭૯ ચો. મૈલ છે.

**કુદરતી રચના**:—ગુજરાત પ્રાંતના નકશા સામી નજર કરશો તો એ પ્રાંત કુદરતી રીતે બે વિભાગમાં વહેંચાયેલો જણાશે. અને તે બે ભાગોને કચ્છનું રણ અને ખંભાતના અખાત વચ્ચેનો સાંકડો જમીનનો પટ જોડી રહેલો છે. એટલે એ સાંકડા પટથી ગુજરાતના પૂર્વ અને પશ્ચિમ એવા બે કુદરતી ભાગ જાણે પડેલા હોય એમ લાગે છે. એમાંના પૂર્વ ભાગને આપણે **ઉત્તર વિભાગ** તરીકે ઓળખીએ છીએ અને પશ્ચિમ ભાગને **કાઠીઆવાડ** તરીકે ઓળખીએ છીએ. એના પૂર્વ ભાગની ઉત્તરે પૂર્વે અને દક્ષિણે એમ ત્રણ દિશાએ પર્વતોની હાર લાગેલી છે, અને પશ્ચિમે સમુદ્ર આવેલો છે. અને બીજો પશ્ચિમ ભાગ જેને આપણે **કાઠિઆવાડ**ને નામે ઓળખીએ છીએ તેની ત્રણ બાજુએ સમુદ્ર આવેલો છે અને એક બાજુએ જમીન છે એટલે એનો આકાર **દ્વિપકલ્પ** કહેવાય છે.

**પહાડો**—**આબુ, આરાસુર, પાવાગઢ, સાતપુડા, ચોટીલો, બર્ડો, ગીર, ગીરનાર, શેત્રુંજો,** છલ્લા પાચ કાઠિઆવાડના પર્વતો છે.

**નદીઓ**—**સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા, તાપી, બનાસ, સરસ્વતી, મીંઢોળા, પૂર્ણા, ભાદર, શેત્રુંજી, મચ્છુ** વગેરે.

**સાબરમતી**:—(૨૦૦ મૈલ) અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **મુખ્ય સ્થળો**—**અમદાવાદ, સાદરા,** અને **પ્રાંતીજ** આવેલાં છે.

**મહી**:—(૩૨૦ મૈલ) એનો એક ફાંટો ઉત્તરે ડુંગરપુરના ડુંગરમાંથી નીકળે છે અને બીજો ફાંટો વિંધ્યાચળમાંથી નીકળી બંને ભેગા થઇને ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **મુખ્ય સ્થળો**—**ખંભાત ઠાસરા, વાસદ,** અને **વાડાશીનોર** આવેલાં છે.

**નર્મદા**:—(૮૦૦) મૈલ ગુજરાતની પૂર્વ બાજુએથી નીકળી આથમણી વહી ખંભાતના અખાતને મળે છે, એનું બીજું નામ **રેવા**

**નદી છે.** બધી નદી કરતાં આ નદી મોટી છે. એના ઉપર **મુખ્ય સ્થળો:--ભરૂચ, અંકલેશ્વર, હાંસોટ, શુકલતીર્થ, ભાડભુત, ઝગડીઆ** અને **ચાણોદ કર્નાળી** છે.

**બનાસ:**--આબુપર્વતમાંથી નીકળીને કચ્છના રણમાં સમાઇ જાય છે. આ નદી ખારી જમીનમાં વહે છે, તેથી એનું પાણી ખારૂં છે. તેનાં ઉપર **મુખ્ય સ્થળો:--રાધનપુર** અને **ડીસા.**

**સરસ્વતી:**—આબુ પર્વતમાંથી નીકળીને કચ્છના રણમાં સમાઇ જાય છે. નદીનો થોડો ભાગ પૂર્વ-પશ્ચિમ વહે છે. તેટલા ભાગને પવિત્ર માની લોકો ત્યાં શ્રાદ્ધ કરાવે છે. **સિદ્ધપુર** એ નદીપર આવેલું છે.

**ઢાઢર:**—(૭૦ મૈલ) એનો એક ફાંટો **વિશ્વામિત્રી** પાવાગઢના ડુંગરમાંથી નીકળે છે, અને બીજો ફાંટો પાવાગઢની દક્ષિણના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **આમોદ, ઈટોલા** અને **વડોદરા** આવેલાં છે. (બીજી નદીનું વર્ણન સુરત જિલ્લાના સામાન્ય વર્ણનમાં જુઓ.

**અખાત:**—કચ્છનો અને **ખંભાતનો.**

રણ:—કચ્છનું રણ છે.

**બંદરો:—જામનગર, દ્વારકાં, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, ભાવનગર, ઘોઘા, ખંભાત, ભરૂચ** અને **સુરત.**

હવા ખાવાનાં સ્થળ:—**ડુમસ, હજીરા, તીથલ, આબુ,** અને **પાવાગઢ.**

**જાત્રાનાં સ્થળો:—દ્વારકાં, ડાકોર, વડતાળ, ગીરનાર, પાલીતાણા, શેત્રુંજો, શુકલતીર્થ, ભાડભુત, અશ્વનીકુમાર, ઉદવાડા, કુંતા** અને **બહુધાન્.**

**ઉના પાણીના કુંડો:—ઉનાઇ, લસુંદ્રા, ટુવા** અને **તુળશીશ્યામ,**

**સરોવર:—મલાવ, મુનસર, ગોમતી, નખી, નળ, છાબ** અને **કાંકરીઉં.**

**બેટાઃ**—દીવ, શંખોદ્ધાર, પીરમ, કાસવા અને ધંતુરીયા.

**મીઠાંના અગરઃ**—ખારાઘોડા, ધરાસણા, વસાઈ, ભાયંદર અને દમણ.

**લશ્કરી છાવણીઃ**—ડીસા, ઈડર, વડોદરા, વઢવાણ, અમદાવાદ અને રાજકોટ.

**આબોહવાઃ**—ગુજરાત પ્રાંત એ હિંદુસ્તાનનો બગીચો ગણાય છે. એટલે એના હવાપાણી, માણસ, જાનવર અને ખેતીને અનુકૂળ છે. ગુજરાતની પશ્ચિમે આવેલો ત્રિકોણાકાર કાઠિઆવાડ ( દ્વિપકલ્પ ) પ્રાંતની અંદર ડુંગરો બહુ આવેલા છે, અને જમીન પથરાવાળી હોવાથી અહીંની હવા સુકી છે. વરસાદ ઓછો પડે છે. ઉનાળામાં તાપ બહુ પડે છે. કિનારે દરીયો આવેલો હોવાથી ત્યાંની હવા ભેજવાળી છે. ઉત્તર વિભાગની પશ્ચિમે દરીયો આવેલો હોવાથી તે ભાગની હવા ભેજવાળી છે, અને પૂર્વ ભાગમાં પર્વતોની હાર આવેલી હોવાથી ત્યાંની હવા ઠંડી સુકી ગણાય છે. પંચમહાલ જિલ્લો જંગલનો પ્રદેશ હોવાથી ત્યાંના હવાપાણી ખરાબ છે. અમદાવાદ જિલ્લો કચ્છના રણની નજીક હોવાથી ત્યાંની હવા ઉનાળામાં બહુ ગરમ અને શિઆળામાં બહુ ઠંડી હોય છે. ખેડા જિલ્લાની જમીન રેતાળ છે. પરંતુ હવા ઉનાળા અને શિઆળામાં સમધાત રહે છે. સુરત અને ભરૂચ જિલ્લાની હવા સારી છે. બંને જિલ્લા ફળદ્રુપ છે. ઘણું કરીને અહીં દુકાળ પડતો નથી. થાણા જિલ્લો દરિઆની નજીક હોવાથી હવા ભેજવાળી છે, અને જમીન ફળદ્રુપ છે.

**જમીન અને ખેતીની પેદાશઃ**—ગુજરાત પ્રાંતની ઉત્તરે આવેલા આબુ પર્વત અને કચ્છના રણની વચ્ચે મોટું મેદાન છે. તેમાં કશો પાક થતો નથી. પણ બનાસ નદીની દક્ષિણે અને ખંભાતના અખાતની ઉત્તરે તથા પૂર્વે નદીઓ હોવાથી ત્યાં સર્વ પ્રકારનાં અનાજ, કપાસ, શેરડી, તમાકુ અને ફળ થાય છે. કેટલાક ભાગને દરીઓ લાગેલો હોવાથી ત્યાં બંદરો છે, તેમાં કેટલાંક બંદરમાં મીઠું પકવવામાં

આવે છે. મહી અને નર્મદા નદી વચ્ચેનો ભાગ **ચરોતર** કહેવાય છે. ત્યાં તમાકુ સારો થાય છે, અને ઘી પણ સારા જથામાં મળે છે. ભરૂચ જિલ્લો **કપાસને** માટે ઘણો સારો છે. ખેડા જિલ્લાની જમીન **તમાકુને** અનુકૂળ છે. પંચમહાલની પહાડી જમીનમાં **મકાઇનો** પાક સારો થાય છે. અમદાવાદ જિલ્લો રેતાળ હોવાથી ત્યાં કપાસ પાકતો નથી. ઘઉં, ચણા, બાજરી પુષ્કળ થાય છે.

**વેપાર–ઉદ્યોગઃ**—ગુજરાતમાં મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. જમીન કસવાળી હોવાથી દેશ આબાદ અને પૈસે ટકે સુખી છે. જમીનમાં પાકતી ચીજોનો સારો વેપાર ચાલે છે, અને ખનીજ પેદાશમાં **આરાસુર** પર્વતમાંથી કોઇક ઠેકાણે **આરસ** નીકળે છે. મહીકાંઠા આગળના એક ગામ આગળ **અબરખની** ખાણ છે. **ખંભાત** અને **રેવાકાંઠામાં** **અકીકના** પત્થર જડે છે. **અમદાવાદમાં** સુતરાઉ અને રેશમી કાપડનો વેપાર ચાલે છે. **વીસનગરમાં** ત્રાંબા પિત્તળનાં વાસણ બને છે. **આંતરસુબામાં** લોઢાની છરી, **પેથાપુરમાં** બંદૂક, છાયલ, **કપડવંજમાં** કાચ, સાબુ. **સુરતમાં** જરી ને કસબનું ભરતકામ, હાથીદાંત ને સુખડનું કોતરકામ. **ભરૂચમાં** સુજની, ટુવાલ. **શિરોઈમાં** તરવાર. **આમોદમાં** દેશી ચપ્પુ. **પાટણના** પટોળાં, વાસણ, સુડી. **પોરબંદરના** પત્થર વગેરે. વેપારની વખણાતી ચીજો છે. વળી સુરત, ભરૂચ અને અમદાવાદમાં મિલઉદ્યોગ પણ ચાલે છે, તેમજ ઘણાંખરાં ગામોમાં તથા શહેર અને કસ્બામાં કપાસ પીલવાનાં જીનો તથા રૂ દાબવાનાં પ્રેસ વગેરે છે.

**રેલ્વેઃ—બી. બી. એન્ડ. સી. આઈ. રેલ્વે. (૨) ટાપ્ટી વેલી રેલ્વે (૩) બીલીમોરા કાલાઆંબા રેલ્વે. (૪) કોસંબા રેલ્વે. (૫) રજપૂતાના માળવા રેલ્વે.** એ સિવાય નાના ફાંટા ઘણા છે.

**રેલ્વે જંકશનઃ—વીરમગામ, અમદાવાદ, આણંદ, ગોધરા, વડોદરા, અંકલેશ્વર, સુરત, અને બીલીમોરા.**

**મુસલમાની રાજ્યઃ—સચીન, ખંભાત, પાલણપુર, રાધનપુર, વાડાશીનોર, જુનાગઢ, અને જાફરાબાદ.**

**રાજ્યવહીવટઃ**—ગુજરાત પ્રાંતમાં જેટલો અંગ્રેજ સરકારનો મુલક છે, તેને **ઉત્તરવિભાગને** નામે ઓળખવામાં આવે છે. તેનો ઉપરી **કમિશ્નર** કહેવાય છે, તે અમદાવાદમાં રહે છે. ઉત્તરવિભાગના **છ જિલ્લા** છે, તે દરેકનો અધિકારી **કલેક્ટર** કહેવાય છે, તે પોતપોતાના જિલ્લાની મહેસુલ એકઠી કરે છે, અને કેટલાક ગુન્હાનો જાતે ઇન્સાફ કરે છે, તેથી તે **ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ** પણ કહેવાય છે. જિલ્લાના તાલુકા પાડવામાં આવેલા છે. તાલુકાનો અધિકારી **મામલતદાર** કહેવાય છે. કોઇ તાલુકો મોટો હોય તો તેના બે વિભાગ પાડી બીજા વિભાગમાં **મહાલકરી** હોય છે. તેઓ તાલુકાની મહેસુલ એકઠી કરી જિલ્લાના કલેક્ટરને મોકલી આપે છે, અને નાના ગુન્હાનો ઇન્સાફ કરે છે, તેથી તે **મેજીસ્ટ્રેટ** પણ કહેવાય છે. તાલુકાના દરેક ગામમાં પટેલ હોય છે, અને તેને મદદ કરવાને તલાટી હોય છે, તે ગામનું મહેસુલ એકઠું કરી તાલુકાના મામલતદારની કચેરીમાં મોકલી આપે છે. ખેતીના પાક સંબંધી હકીકતનો રિપોર્ટ કરે છે, અને ગામમાં થતા ગુન્હાની પોલીસ પટેલ દેખરેખ રાખે છે, અને ગુન્હો થતાં તાલુકાના પોલીસ **સબ-ઇન્સ્પેકટરને** ખબર આપે છે, અને ખૂન વગેરે મોટા ગુન્હાને માટે પોલીસ સબઇન્સ્પેકટર, પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને ખબર આપે છે તે આખા જિલ્લાના પોલિસ ખાતાના ઉપરી કહેવાય છે.

લેણદેણ સંબંધી કજીઆ પતાવવાને બે ત્રણ તાલુકા વચ્ચે **મુનસફ** રાખેલા હોય છે. તેઓ નાના દાવાનો નિકાલ કરે છે, અને તેનાથી ઉપર જિલ્લાના **જડજ** સાહેબ છે. તાલુકાના મુખ્ય ગામમાં એક સરકારી દવાખાનું હોય છે, ત્યાં દરેકને મફત દવા આપવામાં આવે છે. જિલ્લાના મુખ્ય શહેરમાં પણ એવાં દવાખાનાં હોય છે.

જાહેર રસ્તા, પુલ, નિશાળ, તળાવ, સરકારી **મકાનો વગેરે બાંધવાને બાંધકામખાતું** રાખવામાં આવેલું છે. જેનો અધિકારી **જિલ્લામાં ઇજનેર** અને તાલુકામાં **ઓવરસીયર** હોય છે.

કેળવણી આપવાને સરકાર તરફથી દરેક ગામે **શાળા ખોલવામ** આવેલી હોય છે, ત્યાં હેડમાસ્તર અને આસિ. માસ્તરો કામ કરે છે તેમના કામ પર દેખરેખ રાખવાને દરેક તાલુકામાં એક એક આસિ ડે. એ. ઇન્સ્પેકટર હોય છે, અને આખા જિલ્લાના કેળવણી ખાત ઉપર દેખરેખ રાખવાને **ડે. એ. ઇન્સ્પેકટર** હોય છે, અને આખ વિભાગના કેળવણી ખાતાના અધિકારી **એ. ઇન્સ્પેકટર** છે, તે અમદા વાદમાં રહે છે. મોટા કસ્બા અને શહેરોનો વહીવટ મ્યુનિસિપાલીટીના લોકો તરફથી ચુંટાએલા અને થોડા સરકાર તરફથી નીમાએલા માણસોનું મંડળ શહેરનો કારભાર કરે છે, તેને સરકાર તરફથી ગ્રાંટ આપવામાં આવે છે અને તે બદલ સરકારની તેના ઉપર દેખરેખ રહે છે.



# ઉત્તર વિભાગ.

| જિલ્લો—મુખ્ય સ્થળ | એજન્સી—મુખ્ય સ્થળ—સંસ્થાન |
|---|---|
| ૧. અમદાવાદ—અમદાવાદ | (૧) પાલણપુર-પાલણપુર (૧) ખંભાત |
| ૨. ખેડા—નડીઆદ | (૨) મહીકાંઠા—સાદરા (૨) જવાર |
| ૩. પંચમહાલ—ગોધરા | (૩) રેવાકાંઠા-નાંદોદ |
| ૪. ભરૂચ—ભરૂચ | (૪) કાઠિયાવાડ-રાજકોટ |
| ૫. સુરત—સુરત | (૫) સુરત—સુરત |
| ૬. થાણા—થાણા | |

## (૧) અમદાવાદ જિલ્લો.

**વિસ્તાર-વસ્તી:**—ઉત્તર વિભાગમાં સૌથી ઉત્તરે આ જિલ્લો આવેલો છે. અને બધા જિલ્લામાં સૌથી મોટો આ જિલ્લો છે. એનું ક્ષેત્રફળ ૩૮૦૦ ચો. મા. વસ્તી ૮,૯૦,૯૧૬ માણસની છે.

**નદીઓ-સાબરમતી**—અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર **અમદાવાદ** શહેર આવેલું છે.

**હાથમતી, વાત્રક, મેશ્વો** નાની નદીઓ છે. તે પણ ખંભાતના અખાતને મળે છે.

તાલુકાઃ—ઉત્તરદશક્રોઈ, દક્ષિણદશક્રોઈ, **વીરમગામ, પ્રાંતીજ, ધોળકા અને ધંધુકા**

**પેટામહાલઃ—મોડાસા, સાણંદ અને ઘોઘા**

**રેલ્વે સ્ટેશનઃ—અમદાવાદ, સાબરમતી, ખારાઘોડા, પ્રાંતીજ, ધોળકા, સાણંદ અને વીરમગામ**

**મુખ્ય સ્થળોઃ—અમદાવાદ**—સાબરમતી નદીને કાંઠે આવેલું છે. ઇ. સ. ૧૪૧૨માં સુલતાન **અહમદશાહે** વસાવેલું તેથી એનું નામ અમદાવાદ પડયું હતું. ત્યાં સુલતાન અહમદશાહની રાજધાની હોવાથી **રાજનગર** પણ કહે છે. ત્યાં ઉત્તર વિભાગના **કમિશ્નર** રહે છે. જોવા લાયક સ્થળોઃ-**જુમામસ્જીદ, શાહઆલમનો રોજો, કાંકરીયું** તળાવ, **હઠીસીંગનું દહેરૂં, ભદ્રનો** કિલ્લો, અને **શાહીબાગ** વગેરે એ શહેરમાં લગભગ પોણોસો કાપડની મીલો છે. ઉપરાંત કિનખાબ, રેશમી કાપડ પણ બને છે.

**વીરમગામ**—રેલ્વેનું મોટું જંકશન છે. સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવેલાં **મુનસર** અને **ગંગાસર** નામે બે તળાવ છે. એ ખારાઘોડા અને કાઠિઆવાડનું નાકું છે.

**ખારાઘોડા**—વીરમગામથી રેલ્વે જાય છે. અહીં વરાગડું મીઠું પકવવામાં આવે છે, અને અહીં કસ્ટમ ખાતાંની ઓફીસ છે.

**ધોળકા**—સુંઠ અને દાડમ વખણાય છે. અહીં મીનળદેવીએ બંધાવેલું **મલાવ** તળાવ છે.

**ધંધુકા**—એની આસપાસના ભાગને **ભાલ** કહે છે. ત્યાંના ઘઉં વખણાય છે.

**ઘોઘા**—ખંભાતના અખાતને કિનારે બંદર છે, ત્યાંની હવા સારી છે.

## (૨) ખેડા જિલ્લો.

**વિસ્તાર, વસ્તી**—આ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૫૯૬ ચો. મા. છે. એમાં ૭,૧૦૯૮૨ માણસની વસ્તી છે. બધા જિલ્લા કરતાં ગાઢી **વસ્તી**

વાળો જિલ્લો છે. એના મધ્ય ભાગને **ચરોતર** કહે છે. ત્યાંનો તમાકુ વખણાય છે. અહીં **તમાકુ, વરીયાળી અને જીરૂનો પાક વધારે થાય છે.**

**નદીઓ:—સાબરમતી, મહી, વાત્રક અને શેઢી,**

તાલુકાઃ—**કપડવંજ, ઠાસરા, નડિઆદ, મેમદાવાદ, માતર, આણંદ, અને બોરસદ.**

રેલ્વે સ્ટેશનઃ—**આણંદ, નડીઆદ, મેમદાવાદ અને ડાકોર** આણંદ રેલ્વે જંકશન છે. ત્યાંથી ડાકોર જવાય છે.

**મુખ્ય સ્થળો**:—કપડવંજ-કાચ અને સાબુ વખણાય છે. અહીંની જમીનમાં **ઉસ** અને **સાજીખાર** હોવાથી અહીં કાચ અને સાબુ બને છે,

**લસુંદ્રા**—ઉના પાણીનો કુંડ છે.

**ડાકોર**—ઠાસરા તાલુકામાં આવેલું છે. એ રણછોડજીની જાત્રાનું પ્રખ્યાત ધામ છે. આસો શુદ ૧૫ ને દિવસે અહીં મેળો ભરાય છે.

**નડિઆદ**—આખા જિલ્લામાં મોટું ગામ છે. અહીં અનાથાશ્રમ છે.

**વડતાલ**—નડીઆદ તાલુકામાં આવેલું છે. અહીં સ્વામીનારાયણની ગાદી હોવાથી જાત્રાનું ધામ છે.

**મહેમદાવાદ**—મહમુદ બેગડાએ વસાવેલું તે ઉપરથી મહેમદાવાદ નામ પડયું હતું, અહીં **ભમરીઓ કુવો** જોવા લાયક છે. તેની અંદર અમદાવાદના ભદ્રના કિલ્લા સુધી ઘોડાગાડી જઇ શકે એવી મહમુદ બેગડાના વખતની રચના છે. હાલ એ રસ્તો બંધ છે.

**ખેડા**—જિલ્લાનું મુખ્ય શહેર વાત્રક અને શેઢીના સંગમપર આવેલું છે.

**આણંદ**—તાલુકાનું મુખ્ય ગામ છે, અને **રેલ્વેનું** જંકશન છે.

**બોરસદ**—તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંનો તમાકુ અને બીડી વખણાય છે.

### (૩) પંચમહાલ જિલ્લો.

**વિસ્તાર, વસ્તી**—એ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વમાં આવેલો છે. એમાં પાંચ મહાલ હોવાથી એનું નામ **પંચમહાલ** પડયું છે. એનું

ક્ષેત્રફળ ૧૬૦૬ ચો. મા. છે, અને વસ્તી ૩,૭૪,૮૬૦ માણસની છે. મુખ્ય વસ્તી ભીલ લોકોની છે. અહીંના હવાપાણી ખરાબ છે, મુખ્ય પાક **મકાઈનો** છે. જંગલમાં **લાખ** પુષ્કળ થાય છે. તે એકઠી કરી ભીલ લોકો વેચે છે.

**ખનીજ**—અહીંના ડુંગરમાંથી **સીસુ, લોખંડ** અને **મેંગેનીઝ** નીકળે છે.

**ડુંગર—પાવાગઢ** એ ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેની ઉપર કાળીકા માતાનું દેવળ છે. કેટલાક લોકો ઉનાળામાં ત્યાં હવાખાવા પણ જાય છે.

**નદીઓ--મહી** અને **પાનમ.**

**તાલુકા—ગોધરા, હાલોલ, કાલોલ, ઝાલોદ** અને **દાહોદ.**

**પેટામહાલ—ઝાલોદ** અને **દાહોદ** એ પેટા મહાલ ગણાય છે.

**રેલ્વે સ્ટેશન—ચાંપાનેર, હાલોલ, ગોધરા,** ગોધરા રેલ્વે જંકશન છે.

**ઉનાપાણીના કુંડ--ટુવા**

**મુખ્ય સ્થળો—ગોધરા**—એમાં **ગોધરક** નામે તળાવ છે. તે ઉપરથી ગોધરા નામ પડયું હતું. અહીં લાકડાંનો મોટો વેપાર ચાલે છે.

**કાલોલ**—તાલુકાનું મુખ્ય ગામ છે.

**હાલોલ**--મહમુદ બેગડાના વખતમાં **હાલુર** નામના સુથારે સુંદર બગીચો અહીં બનાવેલો તેથી તેનું નામ **હાલોલ** પડયું હતું.

**દાહોદ**--એ ઔરંગઝેબની જન્મભૂમિ છે. અહીં **છાબ** નામે જુનું તળાવ છે. તેને માટે એમ કહેવાય છે, કે સિદ્ધરાજના વખતમાં અહીં **ઓડ** લોકોની એટલી બધી ગાઢી વસ્તી હતી, કે તેમાંના દરેક જણે એક એક છાબ મટોડું ખોદવાથી આખું તળાવ તૈયાર થયું હતું, તે ઉપરથી તે તળાવનું નામ **છાબ** તળાવ પડયું હતું. અહીં બે રાજ્યની હદ હોવાથી **દાહોદ** નામ પડયું.

**ઝાલોદઃ**—તાલુકાનું મુખ્ય ગામ છે.

**ચાંપાનેરઃ**—વનરાજના મંત્રી ચાંપા નામના વાણીઆએ વસાવેલું તેથી ચાંપાનેર નામ પડયું હતું. અહીં એક કિલ્લો જોવાલાયક છે.

## (૪) ભરૂચ જિલ્લો.

**વિસ્તાર–વસ્તીઃ**—એ જિલ્લો ખેડાજિલ્લાની દક્ષિણે આવેલો છે, અને પંચમહાલ કરતાં સહેજ નાનો છે. એનું ક્ષેત્રફળ ૧૪૬૮ ચો. મા. છે. અને વસ્તી ૩,૦૭,૭૪૫ માણસની છે. આ જિલ્લામાં મુખ્ય પાક **રૂનો** ગણાય છે.

**નદીઓઃ**—**નર્મદા, મહી,** ઢાઢર અને **કીમ.**

તાલુકાઃ—**ભરૂચ, અંકલેશ્વર,** વાગરા, **આમોદ** અને **જંબુસર.**

**પેટામહાલઃ—હાંસોટ.** રેલ્વે સ્ટેશનઃ–**ભરૂચ, અંકલેશ્વર, ચમારગામ** અને **પાલેજ.**

**મુખ્ય સ્થળોઃ—ભરૂચઃ**-નર્મદા નદીને કિનારે પાધડી પને આવેલું છે. એમાં **ભૃગુઋષિનો** આશ્રમ હતો, તે ઉપરથી એનું નામ ભરૂચ પડયું હતું. હજી પણ નદીને કાંઠે **ભૃગુઋષિનો આશ્રમ** અને **દશાશ્વમેધ** યજ્ઞનાં સ્થાન જોવાલાયક છે. ભરૂચનો તંબાકુ વખણાય છે.

**અંકલેશ્વરઃ**—રેલ્વે જંકશન છે. અહીંથી રેલ્વે નાંદોદ સુધી જાય છે. નાંદોદથી લાકડાં, મીણ, મધ, વાંસ વગેરે જંગલની પેદાશનો વેપાર અહીંથી ચાલે છે.

**ભાડભુતઃ**—નર્મદા નદીને કિનારે છે. અહીં ભાડભુતેશ્વર મહાદેવનું દહેરું છે. જ્યારે અધિક મહિનો ભાદરવામાં આવે છે. ત્યારે અહીં જાત્રા ભરાય છે.

**શુકલતીર્થઃ**—નર્મદા નદીને કિનારે આવેલું છે. અહીં **ૐકારેશ્વર** મહાદેવની મૂર્તિ છે. દર કાર્તકી પુનેમે મોટો મેળો ભરાય છે. શુકલતીર્થ પાસે **કબીરવડ** જોવાલાયક છે. એ વડનો વિસ્તાર એટલો મોટો હતો કે તેની છાયાં નીચે સાત હજાર માણસ ખુશીથી રહી શકતાં હતાં.

**હાંસોટઃ**—મોટું ગામ છે. અહીંના ઘઉં વખણાય છે.

**આમોદઃ**—તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંના દેશી ચાપુ અને અસ્ત્રા વખણાય છે.

## (૬) થાણા જિલ્લો.

**વિસ્તાર, વસ્તી**:—ઉત્તર વિભાગની દક્ષિણે એ જિલ્લો આવેલો છે. એનું ક્ષેત્રફળ ૩૪૨૪ ચો. મા. છે. અને વસ્તી ૭,૫૫,૯૧૬ માણસની છે. મરાઠી ભાષા બોલાય છે, અને અહીંના બ્રાહ્મણો ચિત્તપાવન અથવા કોકણસ્થ કહેવાય છે. મુખ્ય પાક **ડાંગરનો** છે. જમીન પથરાવાળી હોવાથી બીજો પાક થતો નથી. કિનારા તરફના તાલુકા ફળદ્રુપ હોવાથી ત્યાં શેરડી, કેળાં, પાન, આદુ, નાળિયેર વગેરે થાય છે. **વસઇ** અને **ભાયંદરમાં** મીઠું પકવવામાં આવે છે.

**પર્વતો**:—**સહ્યાદ્રી. બેટ**:—**વસઈ** અને **સાષ્ટી.**

**તાલુકા**:—ડહાણું, **માહીમ**, વસાઇ, **સાષ્ટી**, **ભીંવડી**, **વાડે**, **શાહપુર**, **મુરવાડ** અને **કલ્યાણ** તેમાં પ્રથમના પાંચ દરિઆ કિનારે આવેલા છે.

**મુખ્ય સ્થળો**:—**થાણા**:—જિલ્લાનું મુખ્ય સ્થળ છે. વસાઈ બેટમાં આવેલું છે.

**વાંદરા**:—મુંબઇથી નવ માઇલ દૂર છે. થાણા જિલ્લાનું નાકું છે. અહીં બીડી બનાવવાનાં કારખાનાં છે.

**વસાઇ**:—તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંના પાન અને કેળાં વખણાય છે.

**માહીમ**:—હલવો વખણાય છે.

**કલ્યાણ**:—જુનું રાજધાનીનું શહેર હતું. અહીંથી જી. આઇ. પી. રેલ્વેનો એક ફાંટો નાશક તરફ જાય છે.

**બોરીવલી**:—સ્ટેશનથી દોઢ મૈલપર આવેલું છે. અહીંથી થોડે દૂર **કેનેરીની ગુફા** જોવા લાયક છે.

---

# દેશી રાજ્ય.

ઉત્તર વિભાગની આસપાસ ત્રણ પ્રકારનાં દેશી રાજ્યો આવેલાં છે. (૧) કેટલાંક દેશી રાજ્ય અથવા એજન્સિ ઉત્તર વિભાગના

કમિશ્નરની દેખરેખ નીચે છે. (૨) કાઠિઆવાડ જેવી મોટી એજન્સિ–જેના ઉપરી ગવર્નર તરફથી નિમાએલા અમલદાર–એજન્ટ ટુ ધ ગવર્નર દેખદેખ રાખે છે. (૩) ગાયકવાડનું દેશી રાજ્ય જે હિંદના સૌથી ઉપરી અમલદાર વૉઇસરોયની દેખરેખ નીચે છે. ત્યાં તેમના તરફથી રેસીડેન્ટ રાખવામાં આવે છે. એટલે **વૉઇસરોયની દેખરેખ નીચેના, ગવર્નરની દેખરેખ નીચેના અને કમિશ્નરની દેખરેખ નીચેના.** એમ ત્રણ પ્રકારનાં દેશી રાજ્ય થયાં.

---

## એજન્સિ.

મુખ્ય એજન્સિ ત્રણ છે. (૧) પાલણપુર, (૨) મહિકાંઠા, (૩) રેવાકાંઠા. એ દરેકનો ઉપરી **પોલીટીકલ એજંટ** કહેવાય છે.

### (૧) પાલણપુર એજન્સિ.

**સામાન્ય હકીકતઃ**—એ ગુજરાતની ઉત્તરે આવેલી સૌથી મોટી એજન્સિ છે. એનો ઉપરી પોલીટીકલ એજંટ પાલણપુરમાં રહે છે. એમાં નાનાં મોટાં ૧૩ દેશી રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૬૩૯૩ ચો. મૈલ છે, અને વસ્તી ૫,૧૮,૫૬૬ માણુસની છે. અહીંની જમીન ખારી છે. ફકત ડાંગર અને કપાસજ પાકે છે. ઉનાળામાં સખ્ત તાપ પડે છે.

**પર્વતઃ—અરવલ્લી. નદીઓઃ—બનારસ અને સરસ્વતી.** એમાં સરસ્વતી નદી પવિત્ર મનાય છે.

**વેપારનાં મથકઃ—પાલણપુર, રાધનપુર અને મુંજપુર.**

**મુસલમાની રાજ્યઃ—પાલણપુર અને રાધનપુર.**

**રજપુત રાજ્યઃ—વાવ અને થરાદ.**

**કોળીનાં રાજ્યઃ—ભાભર અને કાંકરેજ.**

**લશ્કરની છાવણીઃ—ડીસા.** નિકાશઃ—સુરોખાર, સરસવ, તલ, ચંપા અને કેવડાનું અત્તર.

## (૨) મહિકાંઠા એજન્સિ.

**સામાન્ય હકીકતઃ**—આ એજન્સિ ગુજરાતના ઇશાન ખૂણામાં આવેલી છે. મહી નદીને કાંઠે આવેલી હોવાથી એનું નામ **મહીકાંઠા એજન્સિ** પડયું છે. એનો પોલીટીકલ એજંટ **સાદરામાં રહે છે.** એજન્સિનું થોડું કામકાજ કમિશ્નર મારફત ચાલે છે, અને બાકીનું ગવર્નર સાથે ચાલે છે. એમાં નાનાં મોટાં ૬૩ રાજયો છે. એનો ઘણો ભાગ જંગલ અને ડુંગરાથી ભરપુર છે. એનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચો. મૈલ છે, અને ૪,૫૦,૪૭૮ માણસની વસ્તી છે. જંગલમાં મહુડાં, આંબા, રાયણ વગેરે ઝાડો છે.

**પર્વતો—આબુ અને આરાસુર.**

**નદીઓઃ—સાબરમતી, સરસ્વતી, હાથમતી, મેશ્વો અને વાત્રક.** એમાં હાથમતીનું પાણી અમનગરની ઉત્તરે બંધ બાંધી ખેતીવાડીના ઉપયોગમાં લેવામાં આવે છે

**મુખ્ય સ્થળોઃ—ઇડર, દાંતા, પેથાપુર, વડાળી, ભાલુસણા, અને મોહનપુર.**

**ઇડરઃ**—એમાં ઇડર અને **અમનગર** બે મોટાં ગામો છે. અમનગર અહમદશાહે ઇ. સ ૧૪૨૭ માં વસાવ્યું હતું. અહીં રાઠોડ રજપુત રાજા રહે છે. **અમનગર** પાસે પથ્થરની ખાણો છે.

**દાંતાઃ**—પરમાર રજપુત રાજાનું રાજય છે. અહીં આરાસુર પર્વત ઉપર અંબાજી માતાનું પ્રખ્યાત જાત્રાનું ધામ છે. તેની રાજાને મોટી ઉપજ થાય છે. અહીં જાત્રાળુઓ પાસેથી માથાવેરો લેવામાં આવે છે.

**પેથાપુરઃ**—છાયલ અને બંદુક વખણાય છે.

**મોહનપુરઃ**—એ તાલુકામાં **અડપોદરા** ગામ પાસે અબરખની ખાણ છે.

**નિકાશઃ—**અનાજ, તલ, સરસવ, સાબુ, અફીણ અને **શેરડી.**

## (૩) રેવાકાંઠા એજન્સિ.

**સામાન્ય હકીકત:**—એમાનાં કેટલાંક રાજ્ય રેવા (નર્મદા) નદીને કાંઠે આવેલાં હોવાથી એનું નામ રેવાકાંઠા એજન્સિ પડયું છે. એ ગુજરાતની પૂર્વે આવેલી છે. એમાં નાનાં મોટાં મળીને ૬૨ રાજ્યો છે. મહીકાંઠા કરતાં દોઢગણી મોટી છે. એનું ક્ષેત્રફળ ૪૯૫૬ ચો. મૈલ છે. વસ્તી ૭,૫૩,૦૫૮, માણસની છે. એનો પોલીટીકલ એજંટ ગોધરામાં રહે છે. એના ઘણા ખરા ભાગમાં જંગલ આવેલું છે. ત્યાં ભીલ લોકોની વસ્તી વધારે છે. જંગલમાં વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે જનાવર થાય છે. મહુડા, સાગ, સીસમ, સાદડો, બીલી, હળદરાણ, વાંસ અને ખેરની પેદાશ જંગલમાં પુષ્કળ થાય છે.

**પર્વતો:**—સાતપૂડા. **નદીઓ:**—**મહી, નર્મદા, કીમ,** અને કરજણ.

**મુખ્ય સંસ્થાન:**—**રાજપીપળા, છોટાઉદેપૂર, બારીઆ, લુણાવાડા, સુંથ** અને **વાડાશીનોર.**

**રાજપીપળા:**—ગોહિલ રજપુતનું રાજ્ય છે. તેની રાજધાની **નાંદોદ** કરજણ નદી ઉપર આવેલું છે. ઇમારતી લાકડાંનો મોટો વેપાર છે. એનું ક્ષેત્રફળ ૧૫૧૭ ચો. મૈલ અને વસ્તી ૧૬૦૪૨૫ માણસની છે.

**છોટાઉદેપૂર:**—ચૌહાણ રજપુતનું રાજ્ય છે. તેની રાજધાની **છોટાઉદેપૂર** છે. એનું ક્ષેત્રફળ ૮૭૩ ચો. મૈલ છે. વસ્તી ૧,૨૫,૭૦૨ માણસની છે.

**બારીઆ:**—ચૌહાણ રજપુતનું રાજ્ય છે. એની હવા ખરાબ છે. ક્ષેત્રફળ ૮૧૩ ચો. મેલ છે. અને વસ્તી ૧,૩૭,૨૯૧ માણસની છે.

**લુણાવાડા:**—સોલંકી રજપુતનું રાજ્ય છે. રાજધાની **લુણાવાડા.** ક્ષેત્રફળ ૩૮૮ ચો. મેલ છે અને વસ્તી ૮૩૧૩૬ માણસની છે.

**સુંથ:**—એ સંસ્થાન છે. એનો બીજો કસ્બો **રામપૂર** છે. તેથી તે **સુંથરામપૂર** કહેવાય છે. એ પરમાર રજપુતનું રાજ્ય છે. એનુ ક્ષેત્રફળ ૩૯૪ ચો. મૈલ છે, અને વસ્તી ૭૦,૯૫૭ માણસની છે.

**વાડાશીનોરઃ**—નવાબનું રાજ્ય છે, એની વસ્તી ૪૪ હજા માણસની છે.

**નિકાશઃ**—જંગલનાં ઇમારતી લાકડાં, રૂ, મકાઈ, ચણા, અફી અને આરસના પત્થર, મહુડાં, વાંસ, સાગ, તેલીબીઆં વગેરે.

## (૪) સુરત એજન્સિ.

**સામાન્ય હકીકતઃ**—સુરત જિલ્લાના અગ્નિ ખુણામાં આ સંસ્થાનોની એ એજન્સિ બનેલી છે. સુરત જિલ્લાના કલેકટર તેન પોલીટીકલ એજંટ કહેવાય છે. ક્ષેત્રફળ સુરત જિલ્લા જેવડું છે, પણ વસ્તી ૧,૭૯,૭૫૪ માણસની છે. એના ઘણા ભાગમાં જંગલ છે.

**મુખ્ય સંસ્થાનઃ—સચીન, વાંસદા, ધરમપોર,** અને ડાંગ

**સચીનઃ**—એના રાજકર્તા નવાબ કહેવાય છે. તેની રાજધાન **સચીન** છે. એના તાબાનું **ડુમસ** ગામ દરિઆ કિનારે હવાખાવાન સ્થળ છે, એ રાજ્યના તાબામાં ૧૭ ગામો છે, તેમાંનાં કેટલાંક ફળદ્રુ બાગાયતી ગામો છે. આખા રાજ્યની વસ્તી ૧૯,૯૭૭ માણસની છે અને ક્ષેત્રફળ ૪૨ ચો. મૈલ છે.

**વાંસદા**—એ રાજ્ય ચીખલી તાલુકાની પૂર્વમાં આવેલું છે વિસ્તાર ૨૧૫ ચો. મૈલ છે, અને વસ્તી ૪૦,૧૨૫ માણસની છે. એન રાજ્યકર્તા **સોલંકી** રજપુત છે. એની હવા જંગલોને લીધે ખરાબ છે. એક રેલ્વે ઉનાઇ સુધી એ રાજ્યમાં થઈને જાય છે. **પેદાશ**—નાગલી મહુડાં, કોદરા અને ઇમારતી લાકડાં છે.

**ધરમપોર**—:એના રાજ્યકર્તા **સીસોદીઆ** જાતના રજપુત છે જુના વખતમાં એ **રામનગરને** નામે ઓળખાતું હતું. એનું ક્ષેત્રફળ ૭૦૪ ચો. મૈલ છે, અને વસ્તી ૯૫,૧૭૧ માણસની છે. એમાં ડુંગરે અને જંગલો ઘણા હોવાથી હવા ખરાબ છે. રાજધાની **ધરમપોર** છે ઇમારતી લાકડાંનો મોટો વેપાર **વલસાડ સ્ટેશનેથી** ચાલે છે. **પેદાશ** જુવાર, ભાત, નાગલી અને ઇમારતી લાકડાં છે.

ડાંગ:—એ રાજ્ય તદન જંગલનો પ્રદેશ છે. ક્ષેત્રફળ ૯૯૬ ચો. મેલ છે. જંગલમાં ઇમારતી લાકડાંની પેદાશ સારી છે. ડાંગનો સાગ વખણાય છે. ભીલ લોકો ત્યાં મોટે ભાગે છે. બાકીના કાળીપરજના છે. **પેદાશમાં** જુવાર, બાજરી, ઘઉં અને ઇમારતી લાકડું છે. એની રાજધાની **ડાંગ.** એમાં ફોરેસ્ટ-(જંગલ ખાતાની) ખાતાની ઓફીસ છે.



# સંસ્થાન.

## ખંભાત સંસ્થાન.

**સામાન્ય હકીકતઃ**—આ સંસ્થાન ખંભાતના અખાતની ઉત્તરે મહી અને સાબરમતી નદીની વચ્ચે આવેલું છે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચો. મૈલ છે. વસ્તી ૭૧,૭૯૨ માણસની છે. જમીન પુષ્કળ ખારવાળી હોવાથી કુવા પાંચ પાંચ વરસે નવા ખોદવા પડે છે. એનો પૂર્વ ભાગ ફળદ્રુપ છે. તેમાં અનાજનો પાક સારો થાય છે.

હુન્નરઃ—અહીં **રાજપીપળા** વગેરે ભાગોમાંથી **અકીકના પત્થરો** આવે છે. તેને પકવી**એરીંગ, બટન** વગેરે બનાવે છે.

**ખંભાતઃ**—એના રાજકર્તા **મોગલ** જાતના મુસલમાન છે. એનું જુનું નામ **સ્તંભાવતી** હતું. ખેડા જિલ્લાના કલેકટર એના પોલીટીકલ એજન્ટ છે. એની રાજધાની **ખંભાત** છે તે દરિઆથી પાંચ મૈલ દૂર છે.

**પેદાશઃ**—જુવાર, બાજરી, તુવર, ઘઉં, ગળી અને તમાકુ છે.

## જવ્હાર સંસ્થાન.

આ સંસ્થાન થાણા જિલ્લામાં આવેલું છે. એનું ક્ષેત્રફળ ૩૧૦ ચો. મૈલ છે. અને વસ્તી ૪૯,૬૬૨ માણસની છે. એમાં જંગલો અને ડુંગરો પુષ્કળ છે. રાજકર્તા **કોળી જાતના છે.** એના પોલીટીકલ એજંટ થાણા જિલ્લાના કલેકટર છે. **પેદાશઃ**—ડાંગર, નાગલી, આવટો અને કઠોળ છે,

## કાઠિઆવાડ એજન્સિ.

**રચના:**—ગુજરાત પ્રાંતમાં આવેલા ખંભાત અને કચ્છના અખાતની પશ્ચિમે બહાર પડતો દ્વિપ કલ્પ **કાઠિઆવાડ એજન્સિને** નામે ઓળખાય છે. એનું જુનું નામ **સોરાષ્ટ્ર** અથવા સોરઠ છે. ક્ષેત્રફળ ૧૫,૪૨૫ ચો. મૈલ છે. અને વસ્તી ૨,૨૬,૧૪૯ માણસની છે. એની અંદર વચ્ચે નાના નાના પર્વતો આવેલા છે. તેથી એમાંથી નીકળનારી નદીઓ પણ નાની છે. એની ત્રણે બાજુએ દરીઓ આવેલો છે, અને કિનારે બદરો આવેલાં છે, એમાં નાનાં મોટાં ૧૯૩ દેશી રાજ્યો છે. એની આખી સપાટી ડુંગરાવાળી અને કિનારો રેતાળ છે.

**પર્વતો:—ગીર, ગીરનાર, શેત્રુંજો, બરડો અને ચોટીલો** વગેરે છે.

**નદીઓ:—ભાદર, શેત્રુંજી, મચ્છુ, ઓઝત, વઢવાણનો ભોગાવો, લીમડીનો ભોગાવો** અને **સુકભાદર.**

**ભાદર:**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **મુખ્ય સ્થળ:—જસદણ** અને **જેતપૂર** આવેલાં છે.

**શેત્રુંજી:**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

**મચ્છુ:**—ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતમાં પડે છે. તેના ઉપર મુખ્ય સ્થળ-**મોરબી.**

**ઓઝત:**—ગીરના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **મુખ્ય સ્થળ:—વંથળી.**

**વઢવાણનો ભોગાવો:**—ચોટીલાના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના ઉપર **મુખ્ય સ્થળ:--વઢવાણ.**

**લીમડીનો ભોગાવો:**—ચોટીલા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **મુખ્ય સ્થળ:—લીમડી.**

**સુકભાદર:**—ચોટીલા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **ધંધુકા.**

**જાત્રાનાં સ્થળો:--ગીરનાર, શેત્રુંજો, દ્વારકાં, અને પાલિતાણા.**

**આબોહવા:**—કાઠિઆવાડની અંદર વચ્ચો વચ્ચ પર્વતો આવેલા છે, અને ત્રણ બાજુએ દરિઓ લાગેલો છે. એટલે વચ્ચેના ભાગની હવા ઉનાળામાં ગરમ અને શિઆળામાં ઠંડી હોય છે, અને દરિઆ કિનારેની હવા ભેજવાળી છે. પર્વતો આવેલા હોવા છતાં વરસાદની તાણ રહે છે, ઉત્તર બાજુએ કચ્છનું રણ આવેલું હોવાથી ત્યાંની હવા સુકી છે. જમીનનું પૃષ્ટ પથરાવાળું હોવાથી તાપ બહુ પડે છે.

**બંદરો:**—દ્વારકાં, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, મહુવા, દીવ અને ભાવનગર.

**વેપાર-ઉદ્યોગ:**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, કેટલેક ઠેકાણે સોનેરી કસબનું કામ, અતલસ, કિનખાબ, ગુલાલ, કંકુ, વગેરે બને છે. ઉપરાંત પોરબંદરી પત્થર; ઘી, રૂ, અને તેલીબીઆંનો સારો વેપાર ચાલે છે. અહીંના લોકો ઘોડા અને બળદ બહાર લઇ જઇને વેચે છે. **ખંભાળીઆમાં** પ્રથમ લોઢું ગાળવાની ભઠ્ઠી હતી. હાલ ત્યાં ત્રાંબુ નીકળે છે. એ સિવાય **ભાવનગર, મોરબી** અને **વઢવાણમાં** લુગડાંની મીલો છે, અને **મોરબી, શીહોર** અને **વંથળીમાં** ત્રાંબા પિત્તળનાં વાસણો સારાં બને છે. **વઢવાણમાં** સાબુ બને છે.

**આયાત:**—સુતરાઉ અને ઉનના કપડાં, કાચ અને લોખંડનો સામાન, કાગળ, ખાંડ, ચ્હા, રમકડાં, દિવાસળી વગેરે પરદેશી માલ તથા ઘઉં, કઠોળ વગેરે અનાજ પણ હિંદુસ્તાનના બીજા ભાગોમાંથી અહીં આવે છે.

**નિકાશ:**—ઈમારતી લાકડું, પત્થર, ઘી, કંકુ, સુડી, રૂ અને તેલી બીયાં.

**રાજ્ય વહીવટ:**—અહીંના સંસ્થાનો ઉપર દેખરેખ રાખવાને મુંબઇના ગવર્નર તરફથી એક અમલદાર રહે છે. તેને **એજંટ ટુ ધ ગવર્નર** કહે છે. તે **રાજકોટમાં** રહે છે. ત્યાં લસ્કરની છાવણી છે. કાઠિઆવાડનાં બધાં રાજ્યોના તેના વિસ્તાર પ્રમાણે **સાત ભાગો** પાડવામાં આવ્યા છે. તેમાં આઠ **પહેલા વર્ગનાં** છે. **જુનાગઢ**

**જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, મોરબી, ગોંડળ, પોરબંદર** અને **જાફરાબાદ.** અને બીજા વર્ગનાં રાજ્ય—**વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીંબડી, રાજકોટ,** અને **વઢવાણ.** અને બાકીના ત્રીજાથી સાતમા વર્ગ સુધીનાં છે. આખો પ્રાંત મોટો હોવાથી વ્યવસ્થાને ખાતર, તેના ચાર પ્રાંત પાડવામાં આવ્યા છે, અને દરેક પ્રાંતમાં એક એક પોલીટીકલ એજંટ રહે છે.

**પ્રાંતો:**—હાલાર, ઝાલાવાડ, ગોહિલવાડ અને સોરઠ.

## હાલાર પ્રાંત.

એ પ્રાંત કાઠિઆવાડની વાયવ્યમાં આવેલો છે. એનું ક્ષેત્રફળ ૩૭૯૧ ચો. મૈલ છે. અને વસ્તી ૩,૪૫,૩૫૩ માણસની છે. એની દેખરેખ રાખવાને પોલીટીકલ એજંટ **રાજકોટ**માં રહે છે. એમાં **નવાનગર, મોરબી** અને **ગોંડળ** એ ત્રણ પહેલા વર્ગનાં રાજ્ય છે. અને વાંકાનેર, ધ્રોળ અને રાજકોટ એ બીજા વર્ગનાં રાજ્ય છે.

**પર્વતો:**--બર્ડો અને ચોટીલો.

**નદીઓ:**—મચ્છુ, આજી, અને ગોંડળ.

**મુખ્ય સ્થળ:**—**નવાનગર**—એ નવાનગર રાજ્યની રાજધાનીનું શહેર છે. કંકુ, રેશમ અને કસબ કામને માટે પ્રખ્યાત છે. એની અંદર **બર્ડા પર્વતમાંથી** આરસ તથા લોખંડ નીકળે છે. ત્યાંના રજપુતો જાડેજા રજપુતોના શિરોમણી ગણાય છે. અને જામને નામે ઓળખાય છે. એમાં દરિઆની આસપાસથી મોતી નીકળે છે.

**મોરબી:**—એ રાજધાનીનું શહેર છે. **મચ્છુ નદીપર** આવેલું છે. એ નદીપર ૬૨૫ ફુટ લાંબો ઝલતો પૂલ છે. **રાજા જાડેજા રજપુત** છે.

**ગોંડળ:**—એ રાજધાનીનું શહેર છે. એનો **રાજા જાડેજા રજપુત** છે. અહીં ગરાસીયા માટે એક સ્કૂલ તથા હાઇસ્કૂલ છે.

**વાંકાનેર, ધ્રોળ, રાજકોટ,** એમાં રાજકોટ વધારે અગત્યનું છે કારણ કે ત્યાંની હવા સારી છે, અને એજંટ ટુ ધી ગવર્નર ત્યાં રહે છે,

અને રાજકોટમાં રાજકુમારોને ભણવાને સારૂ એક સ્કૂલ, એક હાઇસ્કૂલ એ ટ્રેનીંગ કાલેજ અને એક ઉદ્યોગશાળા છે.

## ઝાલાવાડ.

એ પ્રાંત હાલર પ્રાંતની પૂર્વે આવેલો છે. એટલે કાઠિઆવાડના ઇશાન ખુણામાં છે, એનું નામ **ઝાલા** રજપુતોના નામ ઉપરથી **ઝાલાવાડ** પડયું છે. વિસ્તારમાં ૧૬૫૬ ચો. મૈલ છે, અને ૮૮૪૦૬ માણસની વસ્તી છે.

**પર્વતો:—ચોટીલો.**

**નદીઓ:—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો** અને **સુકભાદર.**

**મુખ્ય સંસ્થાન:—**પહેલા વર્ગનું **ધ્રાંગધ્રા, બીજા વર્ગના વઢવાણ** અને **લીંબડી.**

**ધ્રાંગધ્રા:—** એ મોટામાં મોટું સંસ્થાન છે. એનો રાજા ઝાલા રજપુત છે, ત્યાંના ઇમારતી પત્થર વખણાય છે.

**વઢવાણ:—**અહીંનો દેશી સાબુ વખણાય છે. અહીં સરકારી લશ્કરી છાવણી છે. અહીં પોલીટીકલ એજંટ રહે છે. તાલુકદારોના કુંવરોને ભણવા માટે અહીં એક સ્કૂલ છે.

**લીંબડી:—**મોટું ગામ છે.

## ગોહિલવાડ.

આ પ્રાંત કાઠિઆવાડના અગ્નિ ખુણા તરફ આવેલો છે, અને ગોહિલ રજપુતો પરથી એનું નામ ગોહિલવાડ પડયું છે. એનું ક્ષેત્રફળ ૨૮૬૦ ચો. મૈલ છે, અને વસ્તી ૪૨૬૪૦૪ માણસની છે. મુખ્ય પાક કપાસ, શેરડી અને ઘઉં છે.

**પર્વતો:—વાળાકગીર** અને **શેત્રુંજો**

**નદીઓ:—શેત્રુંજી, સુકભાદર,** અને **કાળુભાર.**

**મુખ્ય સંસ્થાન:—**પહેલા વર્ગનું **ભાવનગર,** અને બીજા વર્ગનું **પાલિતાણા.**

**ભાવનગરઃ**—એ રાજધાનીનું શહેર છે. ઇ. સ. ૧૭૪૨ માં **ભાવસીંગે** વસાવેલું તે ઉપરથી એનું નામ **ભાવનગર** પડયું છે. એ મોટું અને શોભિતું શહેર છે. કાઠિઆવાડમાં આ એક સારૂં બંદર છે. અહીં દરીઆ માર્ગે સારો વેપાર ચાલે છે. અહીં એક મહાવિદ્યાલય, હાઇસ્કુલ અને એક મિલ છે.

**પાલિતાણાઃ**—એ રાજધાનીનું શહેર છે. શેત્રુંજા ડુંગરની તળેટીમાં આવેલું છે.

## સોરઠ.

આ પ્રાંત કાઠિઆવાડના નૈઋત્ય ખુણા તરફ આવેલો છે. ક્ષેત્રફળમાં સુરત જિલ્લાથી લગભગ બમણો છે. એટલે ૩૨૮૪ ચો. મૈલ ક્ષેત્રફળ છે. અને વસ્તી ૪,૬૫,૪૯૪ માણસની છે.

**પર્વતોઃ**—**ગીર** અને **ગીરનાર.** ગીરમાં **તુળશીસ્યામ** આગળ ઉના પાણીનો કુંડ છે.

**નદીઓઃ**—**ભાદર** અને **ઓઝત.**

**મુખ્ય સંસ્થાનઃ**—**જુનાગઢ, પોરબંદર** અને **જાફરાબાદ** એ ત્રણ પહેલા વર્ગનાં છે.

**જુનાગઢઃ**—એ મુસલમાની રાજ્ય છે. રાજા બેબી કુટુંબનો નવાબ છે. એમાં હાઇસ્કૂલ, મહાવિદ્યાલય, તથા નવાબ સાહેબનો મહેલ જોવા લાયક છે, **સોમનાથ પાટણ** એ જુનાગઢ રાજ્યનાં તાબામાં દરીઆ કિનારે આવેલું જુનું ઐતિહાસિક શહેર છે.

**પોરબંદરઃ**—એના રાજા જેઠવા જાતના રજપુત છે. દરીઆ કિનારાપર બંદર છે. એનું બીજું નામ **સુદામાપુરી** કહેવાય છે અહીંથી સુરત, મુંબાઇ અને અમદાવાદ પથરો જાય છે.

**જાફરાબાદઃ**—એ નાનું મુસલમાની રાજ્ય છે. તે **જંજીરાના** નવાબને તાબે છે.

## ગાયકવાડી રાજ્ય.

**સામાન્ય હકીકતઃ**—ગુજરાતનાં બધાં દેશી રાજ્યોમાં ગાયકવાડનું રાજ્ય સૌથી મોટું છે. તેથી તે મુંબઈ સરકારના તાબામાં

નથી, પરંતુ વૉઇસરૉયના તાબામાં છે, અને તેમના તરફથી વડોદરામાં એક રેસીડેન્ટ રહે છે, આ રાજ્ય અંગ્રેજી રાજ્યના જિલ્લા અને એજન્સિઓની વચ્ચે છુટું છુટું આવેલું છે. એના રાજ્યકર્તા શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ જાતે મરાઠા છે.

**વિસ્તાર; વસ્તી:**—એ રાજ્યનું ક્ષેત્રફળ ૮૨૦૦ ચો. મૈલ છે, અને વસ્તી ૨૦ લાખ ૩૧ હજારની માણસની છે.

**સુધારા:**—એ રાજ્યમાં સરકારી કચેરીમાં કામકાજ ઘણે ભાગે ગુજરાતીમાંજ ચાલે છે. અધિકારીનાં નામો પણ ઘણાખરાં ગુજરાતી ભાષાનાંજ છે. બ્રિટિશ રાજ્યના કલેક્ટરની લાયકાત તે ગાયકવાડી રાજ્યના સુબા. મામલતદાર તે ગાયકવાડી રાજ્યના વહીવટદાર, કમિશ્નર તે ગાયકવાડી રાજ્યના સરસુબાની લાયકાતના ગણાય છે. ગાયકવાડ સરકારે મફત અને ફરજીઆત શિક્ષણ પોતાના રાજ્યમાં દાખલ કર્યું છે. બાળલગ્ન કાયદાથી અટકાવવા પ્રયત્ન કર્યો છે. રૈયતને ગ્રામ્ય પંચાયત, પ્રાંત પંચાયતદ્વારા કેટલાક હકો આપેલા છે. તેમજ ધારા સભા મારફત લોકો પોતાની ફરીયાદ મહારાજાને જાહેર કરી શકે છે.

**પ્રાંતો:—(૧)કડી, (૨)નવસારી, (૩)વડોદરા (૪)અમરેલી**

## (૧) કડી પ્રાંત.

**સામાન્ય હકીકત:**—કડી પ્રાંત અમદાવાદની ઉત્તરે અને પાલણપુર એજન્સિની દક્ષિણે આવેલો છે. અહીંની હવા સારી ગણાય છે. ગાયકવાડી રાજ્યમાં એ મોટામાં મોટો પ્રાંત છે.

**વિસ્તાર; વસ્તી:**—એનો વિસ્તાર ૩૮૦૦ ચો. મૈલ છે, અને ૮,૪૦,૦૦૦ માણસની વસ્તી છે. એના બધા તાલુકાઓમાં રેલ્વે કાઢી છે તેથી વેપાર વધ્યો છે.

**નદીઓ:—બનાસ, સરસ્વતી, સાબરમતી, વાત્રક** અને **રૂપેણ.**

**મુખ્ય સ્થળો:—કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વીશનગર, વિજાપુર, મહેસાણા, આંતરસુબા, બહુચરાજી અને કલોલ.**

**કડી:**—પ્રાંતનું મુખ્ય શહેર છે. ત્યાંના બળદ વખણાય છે.

**પાટણઃ**—એનું અસલ નામ **અણહિલપુર પાટણ** હતું. વનરાજે અણહિલ ભરવાડના નામથી વસાવ્યું હતું. અહીંનાં પટોળાં, સુડી, કસુંબો અને માટીનાં વાસણ વખણાય છે.

**સિદ્ધપુરઃ**—એ સરસ્વતી નદી ઉપર આવેલું છે. એ **સિદ્ધરાજે** વસાવ્યું હતું. ત્યાં માતૃ ગયાનું શ્રાદ્ધ થાય છે. ત્યાં **રૂદ્રમાળના** ખંડેર જોવામાં આવે છે. એ દહેરૂં **મૂળરાજે** બાંધવા માંડયું હતું, અને સિદ્ધરાજે પૂરૂં કરાવ્યું હતું.

**વડનગરઃ**—એમાં નાગર લોકોનું હાટકેશ્વર મહાદેવનું દહેરૂં છે.

**વિસનગરઃ**—અહીંના ત્રાંબા પિતળનાં વાસણો અને હળદર વખણાય છે.

**વિજાપુરઃ**—અફીણની પેદાશ સારી થાય છે.

**મહેસાણાઃ**—મોટું રેલ્વે જંકશન છે.

**આંતરસુબાઃ**—લોઢાની છરી અને બીજું લુહારકામ સારૂં થાયછે.

**બહુચરાજીઃ**—બહુચરાજી માતાનું ધામ છે. વરસમાં બે વાર જાત્રા ભરાય છે.

**કલોલઃ**—રેલ્વે સ્ટેશન છે. અહીંના બળદ વખણાય છે.

## (૨) નવસારી પ્રાંત.

**સામાન્ય હકીકતઃ**—આ પ્રાંત રેવાકાંઠા એજન્સિ અને સુરત જિલ્લાની વચ્ચે આવેલો છે. એનો પૂર્વ ભાગ ડુંગરો અને જંગલોથી ભરપુર છે, તેથી એની હવા ખરાબ છે. પશ્ચિમ ભાગની જમીન ફળદ્રુ છે, તેથી આંબા, કૃણસ, શેરડી, વગેરે પુષ્કળ થાય છે.

**વિસ્તાર; વસ્તીઃ**—એ પ્રાંતનું ક્ષેત્રફળ સુરત જિલ્લાથી સવાગણું એટલે ૨૦૬૨ ચો. મૈલ અને વસ્તી તેનાથી અડધી એટલે લગભગ ૩,૩૭,૧૭૫ માણસની છે.

**નદીઓઃ**—**તાપી,** પૂર્ણા અને **અંબિકા.**

**મુખ્ય સ્થળોઃ**—**નવસારી,** ગણદેવી, **બીલીમોરા, વ્યારા,** સોનગઢ, **મહુવા,** પલસાણા, કામરેજ અને વેડાછા.

**નવસારીઃ**—મુખ્ય શહેર છે. પૂર્ણા નદીપર આવેલું છે. પારસી લોકોની વસ્તી પ્રમાણમાં વધારે છે.

**ગણદેવીઃ**—ગોળ, સુંઠ અને પીપર વખણાય છે. સ્ટેશન છે.

**બીલીમોરાઃ**—રેલ્વે જંકશન અને નાનું બંદર છે. અહીં ચોખાની મીલ છે.

**વ્યારા.**— } ટાપ્ટી રેલ્વે ઉપર વ્યારાનું સ્ટેશન છે. નજીક જંગલ આવેલું છે.
**સોનગઢઃ**— } સોનગઢમાં કિલ્લો છે.

**મહુવાઃ**—પૂર્ણા નદીપર આવેલું છે. તાલુકાનું મથક છે.

**પલસાણાઃ**—મીંઢોળા, નદીપર આવેલું છે. તાલુકાનું મથક છે.

**કામરેજઃ**—તાપી નદીપર આવેલું છે. તાલુકાનું મથક છે.

**વેડાછાઃ**—એ તાલુકાનું મથક છે.

## વડોદરા પ્રાંત.

**સામાન્ય હકીકતઃ**—એ પ્રાંત ભરૂચ જિલ્લાની પૂર્વે અને પંચમહાલ જિલ્લાની દક્ષિણે આવેલો છે. એ પ્રાંત એકંદરે સપાટ દેશ છે. ફક્ત પૂર્વ ભાગમાં ડુંગરો છે.

**વિસ્તાર-વસ્તીઃ**—એ પ્રાંતનું ક્ષેત્રફળ લગભગ ૨ હજાર ચો. મૈલ છે. અને વસ્તી લગભગ ૭ લાખ ૧૧ હજાર માણસની છે.

**નદીઓઃ—મહી, નર્મદા, વિશ્વામિત્રી,** અને ઢાઢર.

**મુખ્ય સ્થળોઃ—વડોદરા, ડભોઈ, ચાણોદ, કર્નાળી, પેટલાદ, સોજીત્રા, સંખેડા અને પાદરા.**

**વડોદરાઃ**—એ **વિશ્વામિત્રી** નદી ઉપર આવેલું છે. ગાયકવાડ સરકારની રાજધાની છે. ત્યાં જોવાલાયક સ્થળો—**લક્ષ્મીવિલાસ રાજમહેલ, મકરપુરારાજમહેલ, ડફ્રીનહોસ્પીટલ, રાજમહેલનો બાગ, કમીટી બાગ** અને તેમાં આવેલું **સંગ્રહસ્થાન,** ( હિંદુસ્તાનમાં બીજા નંબરનું છે. ) **કળાભવન, નજરબાગનો બંગલો** વગેરે. વડોદરાનો ચેવડો વખણાય છે.

**ડભોઇઃ**—રેલ્વે જંકશન છે. અહીં કિલ્લો જોવાલાયક છે. નકશીકામ, પાઘડી, દેશી વણાટકામ, અને ખરાડીકામ સારૂં થાય છે.

**ચાણોદઃ**— } એ બન્ને નર્મદા નદીના કિનારે જાત્રાનાં સ્થાન છે.
**કર્નાળીઃ**— } ચાણોદ એ ચંડિકા દેવીના નામ ઉપરથી એનું નામ ચાણોદ પડયું છે.

**પેટલાદઃ**— } અહીં દેશી કાપડ સારૂં બને છે.
**સોજીત્રાઃ** }

**સંખેડાઃ**—અહીં ખરાદી કામ તથા લાકડાં ઉપર સોનેરી કામ સારૂં થાય છે.

**પાદરાઃ**—ખાદી સારી થાય છે.

## અમરેલી પ્રાંત.

**સામાન્ય હકીકતઃ**—ગાયકવાડ સરકારના ચાર પ્રાંતો પૈકીનો આ પ્રાંત છૂટો પડેલો છે. એ કાઠીયાવાડમાં આવેલો છે. એનો દક્ષિણ તરફનો ભાગ ડુંગરવાળો અને જંગલવાળો છે. હવા સુકી છે. જમીન ઘણે ભાગે પથરવાળી છે. હવાપાણી સારાં નથી.

**વિસ્તાર, વસ્તીઃ**—આ પ્રાંતનું ક્ષેત્રફળ, ગાયકવાડી રાજ્યના સાતમા ભાગ જેટલું છે, અને વસ્તી ૧।।। લાખ માણસની છે.

**નદીઓઃ—શેત્રુંજી, શીંગવડો, અને સોમત.**

**મુખ્ય સ્થળોઃ—અમરેલી, દ્વારકાં, કોડીનાર, ધારી, દામનગર અને શંખોદ્ધાર.**

**અમરેલીઃ**—પ્રાંતનું મુખ્ય મથક છે. દેશી વણાટ અને રંગાટ કામ સારૂં થાય છે. એનું મૂળ નામ **અમરવલ્લી** હતું.

**દ્વારકાંઃ**—ઓખામંડળમાં આવેલું છે. ઓખામંડળશબ્દનો અર્થ ખરાબ જગ્યા એવો થાય છે. એ શ્રીકૃષ્ણની જાત્રાનું મોટું ધામ છે.

**ધારીઃ**—એમાં ગાયકવાડના લશ્કરની છાવણી છે. **તરવારના મ્યાન** તથા **ઘોડાનો સામાન** સારો બને છે.

**શંખોદ્ધારઃ**—કચ્છના અખાતમાં નાનો બેટ છે, અને જાત્રાનું સ્થાન છે.

